આરમ્ભમાં જ તેનો નિર્ણય કરેલો છે. આ પૂર્વમીમાંસોક્ત નિર્ણય અને તત્રત્ય શબરસ્વામીના ભાષ્યનો આધાર લઈને શ્રીમત્પુરુષોત્તમચરણ વેદનું પ્રામાણ્ય આવરણભઙ્ગમાં સાધી આપે છે.

પ્રસ્થાનરત્નાકરમાં પણ—

तन्मूर्द्धन्यो वेद एव हि ॥
अर्थेन नित्यसम्बन्धात्तज्ज्ञानाव्यभिचारतः ।
लोकानधिगतार्थस्य ज्ञापकत्वान्न लोकतः ॥
तदर्थावगतेर्बाधस्तेन मूर्द्धन्यताऽस्य वै ॥

ઇત્યાદિ કારિકાવડે વેદનું સર્વપ્રમાણમૂર્દ્ધન્ય પ્રામાણ્ય સ્વીકારે છે.

બાધયોગ્યવ્યતિરિક્ત જ્ઞાનને ઉત્પન્ન કરી શકે તેવું સત્ત્વ, યોગાદિથી યે હોઈ શકે, છતાં વેદનું જ સર્વપ્રમાણમૂર્દ્ધન્ય પ્રામાણ્ય સ્વીકારવામાં શો લાભ? એમ શંકા કરીને યોગાદિ પણ વેદમૂલક હોવાથી તેમ બની શકે. જો વેદમૂલક ન હોય તો અપ્રમાણ ઠરે. **विदूरकाष्ठाय मुहुः कुयोगिनाम्** ઇત્યાદિ ભાગવતીય વાક્યોમાં કુયોગિની નિન્દા શ્રવણ થાય છે. યોગીઓ—ઋષિઓને પણ પરસ્પર વિપ્રતિપત્તિ થતી દેખાય છે, આથી **વેદ જ પ્રમાણ છે.** વેદ આપ્તોપદેશરૂપ છે. આપ્ત એટલે યથાસ્થિત અર્થ કહેનાર. તે આપ્ત પણ લૌકિક અને અલૌકિક ભેદે બે પ્રકારનો છે. અલૌકિક આપ્ત ઋષિઓથી આરમ્ભીને ઈશ્વર પર્યન્ત છે. તેમના આપ્તત્વમાં ઉત્તરોત્તર આધિક્ય હોવાથી પરમ આપ્તત્વ ઈશ્વરમાં જ પર્યવસાન પામે છે. તે ઈશ્વરના ઉપદેશરૂપે વેદ અનપેક્ષ્ય પ્રમાણ છે. નિઃશ્વસિત હોવાથી ભગવદ્રૂપ છે. નિત્ય હોવાથી સર્વપ્રમાણમૂર્દ્ધન્ય છે.

યદ્યપિ મતાન્તરમાં યે આ પ્રકારે જ કે થોડા ફેરફાર સાથે વેદનું પ્રામાણ્ય સર્વમૂર્દ્ધન્ય છે, એમ સ્વીકારવામાં આવ્યું છે; તથાપિ કોઈના મતમાં અન્તતો ગત્વા વેદ પણ માયિક બની જાય છે, તો કોઈના મતમાં વેદમાં સવિશેષવિષયત્વ છે, કોઈના મતમાં અર્થવદાદિનું પ્રામાણ્ય વિધેયના ઉપોદ્ઘલકત્વે છે, સ્વાર્થમાં પ્રામાણ્ય નથી; જ્યારે શ્રીમહાપ્રભુજી વેદના અક્ષરે અક્ષરનું પ્રામાણ્ય સ્વીકારે છે. પછી કુમારિલભટ્ટની દલીલો સૌથી ચઢીયાતી હોય, ઉદયન વેદને અનિત્ય માની પણ ઈશ્વરસિદ્ધિ કરી આપે અને વેદરક્ષાનું માન શંકરાચાર્યજી ખાટી જાય કે પૂર્વોત્તરમીમાંસાનું ઐક્ય સાધવા માટે રામાનુજાચાર્યજી આકાશપાતાલ એક કરે. **वेदाः प्रमाणम्** એમ ડિમડિમ નાદ કરનાર અને તેનું અક્ષરશઃ પાલન કરનાર, જે ધાતુ-શબ્દો—નો ઉપદેશમાં જે રીતે ઉપયોગ થયો હોય તેવો જ અર્થ સ્વીકારનાર, જહત્સ્વાર્થ-લક્ષણાનો ત્યાગ કરનાર, અર્થવાદાદિ (આદિશબ્દથી મન્ત્ર નામધેય નિષેધ)નું યે સ્વાર્થમાં પ્રામાણ્ય સ્વીકારનાર, પૂર્વોત્તરકાણ્ડ પ્રતિપાદ્ય રસાત્મક આનન્દૈકવિગ્રહ પૂર્ણપુરુષોત્તમ જ છે એમ સિદ્ધ કરી આપવું અને અગ્નિહોત્રાદિ—સાધ્યસાધન સમેત—ભગવદ્રૂપ છે એમ સિદ્ધ કરીને તાદૃશ કૃતિ કરી બતાવનાર, વૈદિક ધર્મોનું સ્વસમ્પ્રદાયમાં વાસ્તવિક સ્વરૂપજ્ઞાનપુરઃસર અદ્યાવધિ અવિચ્છિન્ન પાલન ઇત્યાદિ કાર્યો શ્રીવલ્લભાચાર્યજીએ કર્યાં છે; કોઈ ઇતરે કર્યાં નથી. હવે પછી કરી શકશે તેમાં સન્દેહછે.

પ્રકૃતમાં યે વેદનું નિરપેક્ષ પ્રામાણ્ય સ્વીકારીને, સન્દેહ નિવૃત્ત્યર્થે શ્રીકૃષ્ણવાક્યો, (ગીતાજી કે જેમાં વૈદિક તત્ત્વોનું જ રહસ્ય સમજાવ્યું છે), વ્યાસસૂત્રો (જૈમિની સૂત્રો પણ-

ઉભયમાં વૈદિક વાકયોનોજ વિચાર છે.) અને શ્રીમદ્ભાગવત (જે પ્રભુની રસાત્મકતા સિદ્ધ કરી આપે છે અને નિત્ય લીલાનો બોધ કરાવે છે) નું પ્રામાણ્ય સ્વીકાર્યું છે. વાસ્તવિક રીતે તો વેદને જ અક્ષરશઃ પ્રમાણત્વે સ્વીકારવામાં આવ્યો છે. ગમે તેમ ઉછૃઙ્ખલ વૃત્તિથી વેદના અર્થોનો વિપર્યય ન થાય. તદર્થ શઙ્કાની નિવૃત્તિ અન્ય ત્રણ પરમ આપ્તોપદેશરૂપ પ્રમાણોથી કરવી. અર્થાત્ જ અલૌકિકજ્ઞાપકપરમાપ્તોપદેશ જ પ્રામાણ્યકક્ષામાં અધિરૂઢ થાય છે, પ્રત્યક્ષાદિમાં બાધપ્રસક્તિ થાય છે, આ વિષયોનો વિચાર તન્ત્રાન્તરમાં છે. અમે પણ **प्रामाण्यवाद** શીર્ષક લેખમાં તદ્વિચારાર્થે પ્રયાસ આદર્યો છે.

સ્મૃતિઓ અને પુરાણોની પણ એકવાકયતા ઉપરિતન પ્રમાણથી કરી શકાય છે. અર્થાત્ વેદાનુકૂલ સર્વ જ વાઙ્મય પ્રમાણ છે અને તદ્વિરુદ્ધ અપ્રમાણ છે. માત્ર વેદાનુકૂલ છે કે નહિ તેની પરીક્ષા ગીતા–વ્યાસસૂત્ર–ભાગવતથી કરી લેવી. મોહકશાસ્ત્રો ભગવન્માર્ગે સાધક નથી.

## પરિભાષા

વેદાન્તમાં બ્રહ્મ, સ્મૃતિઓમાં પરમાત્મા અને ભાગવતમાં ભગવાન્ શબ્દથી પરમ-તત્ત્વનો બોધ કરાવ્યો છે, તેથી શ્રીમદાચાર્યચરણ તે તે પ્રકારના ત્રિવિધ વિચારમાં બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન્ શબ્દનો જ પ્રયોગ કરે છે.

દુર્ગા, ગણપતિ, શિવ ઇત્યાદિની ઉપાસનાના પ્રકારો પણ શાસ્ત્રોમાં મળે છે, તે સર્વ પ્રભુના જ જુદાં જુદાં રૂપો છે. **મૂલરૂપ તો શ્રીકૃષ્ણ જ છે** માટે શ્રીકૃષ્ણનું જ સેવન કરવું. જ્ઞાનમાં સાત્ત્વિકી મુક્તિ પ્રાપ્ત થાય છે કે જીવન્મુક્તિ પણ પ્રાપ્ત થાય ? પરન્તુ જ્ઞાની હોવા છતાં જો શ્રીકૃષ્ણને ભજે તો તેથી અધિક પર કોઈ નથી.

## ત્રિવિધ નિષ્ઠા

જ્ઞાનનિષ્ઠા ત્યારે જાણવી કે જ્યારે સર્વજ્ઞતા પ્રાપ્ત થાય, કર્મનિષ્ઠા ત્યારે સમજવી કે જ્યારે ચિત્તપ્રસાદ થાય અને ભક્તિનિષ્ઠા ત્યારે કહી શકાય કે જ્યારે આનન્દૈકવિગ્રહ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય. આ પ્રકારે શુદ્ધ બ્રહ્મવાદનું પ્રતિપાદન કરે તે જ બ્રહ્મવાદી કહેવાય. આ પ્રકારે શુદ્ધ વૈદિકમતને જાણ્યા વિના મતાન્તરમાં શુદ્ધ ભાગવતજનને મોહ ન થાય તદર્થ શ્રીમહા-પ્રભુજી નિબન્ધમાં સર્વ જ વૈદિક તત્ત્વોનું નિરૂપણ કરે છે. આ રીતે પચીશ શ્લોકમાં ઉપોદ્ઘાતરૂપે આવશ્યક વસ્તુનો વિચાર કરવામાં આવ્યો છે.

## જગત્નું સ્વરૂપ

જ્યાંસુધી જડ, જીવ અને અન્તર્યામીનો બોધ ન થાય ત્યાંસુધી રસાત્મક પ્રભુની અભિવ્યક્તિ થતી નથી. અતએવ પ્રસઙ્ગ પ્રાપ્ત જગત્નું સ્વરૂપ છવીશમા શ્લોકથી આરમ્ભીને કરે છે. પ્રપઞ્ચ ભગવાન્નું કાર્ય છે. તે પ્રાકૃત–પ્રકૃતિનું કાર્ય–નથી, પરમાણુજન્ય નથી, વિવર્તાત્મા–મિથ્યા–નથી કે અદૃષ્ટાદિદ્વારા પણ ઉત્પન્ન થયો નથી; તે અસત્ની સત્તા નથી કિન્તુ પ્રભુનું કાર્ય છે, પરમકાષ્ઠાપન્ન વસ્તુની કૃતિથી સાધ્ય છે. તેવો પ્રપઞ્ચ જ ભગવદ્રૂપ છે. જો તેમ ન હોય તો અસત્ની સત્તાનું પ્રતિપાદન થાય. પરન્તુ તેનું ખણ્ડન વૈનાશિકપ્રક્રિયાના નિરાકરણમાં આવી જાય છે. માયા પ્રભુની એક સર્વભવનરૂપા શક્તિ છે, તે પ્રભુમાં જ સ્થિતિ કરે છે. તે માયાવડે પ્રભુએ સ્વાત્મરૂપ પ્રપઞ્ચને પ્રકટ કર્યો છે. અત્ર પ્રપઞ્ચ શબ્દ જગદ્વાચક છે, સંસારવાચક નથી. પ્રભુની એક શક્તિ અવિદ્યા પણ છે. તે અવિદ્યાવડે

જીવનો સંસાર કહેવાય છે. જીવને અહંતા મમતા બંધાય છે. તે જ સંસાર છે. સંસાર કહેવાય છે, તે ઉત્પન્ન થતો નથી. જીવને **गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात्** (વ્યા. સૂ. ૧–૨–૧૧) ઇત્યાદિન્યાયે ભગવદિચ્છયા ભગવદ્ગુણોનો તિરોભાવ થતાં અવિદ્યાસમ્બન્ધ થાય છે. તેથી તેને અહંમમત્વ બુદ્ધિ થતાં સંસાર કહેવાય છે. સંસાર અવિદ્યાના સમ્બન્ધને લીધે હોવાથી તે મિથ્યા છે; પણ પ્રપઞ્ચ તો ભગવત્કાર્ય હોવાથી–અરે, માયાશક્તિવડે ભગવાન્ જ પ્રપઞ્ચરૂપ થયેલા હોવાથી તે સત્ય જ છે. **स वै नैव रेमे** ઇત્યાદિ વાક્યો પ્રપઞ્ચનાનો વિસ્તારનું કે આવિર્ભાવનું કારણ સૂચવે છે. મુક્તાવસ્થામાં સંસારનો લય થાય છે, પણ પ્રપઞ્ચ લય થતો નથી. શ્રીકૃષ્ણની આત્મરતિને વિષે લય થતો હોવાથી, તે લય સર્વસુખાવહ છે.

## જીવનું સ્વરૂપ

શાસ્ત્રાર્થ પ્રકરણના ત્રીશમા અને એકત્રીશમા શ્લોકમાં જીવનું સ્વરૂપ દર્શાવ્યું છે. **बहु स्यां प्रजायेय** ઇત્યાદિ શ્રુતિસિદ્ધ ભગવદિચ્છાથી અગ્નિમાંથી જેમ વિસ્ફુલિંગ–તણખાં–પ્રકટ થાય, તેમ આકાશવદ્ વ્યાપક અને માયાંશાવેષ્ટિત બ્રહ્મ સર્વતઃ શ્રીહસ્ત, ચરણારવિન્દ, શ્રીમસ્તક અને નેત્રયુક્ત હોવા છતાં, એ અનન્તમૂર્તિ બ્રહ્મ અવિભક્ત સ્વરૂપને પણ ઇચ્છાશક્તિથી વિભક્તિમત્ બનાવીને અંશરૂપે જીવોને પ્રકટ કરે છે. સૃષ્ટિની આદિમાં સર્વ જીવો વિસ્ફુલિંગન્યાયે જ પ્રકટ થયા છે. તેમાં કારણત્વે બ્રહ્મની ઇચ્છા જ છે.

પ્રભુના ચિદંશથી જીવ પ્રકટ થયા, સદંશથી જડ અને આનન્દાંશથી અન્તર્યામી. આ રીતે સત્, ચિત્ અને આનન્દાંશથી જડ, જીવ અને અન્તર્યામીના પ્રાકટ્યનો ક્રમ જણાવ્યો છે.

## વિદ્યા અને અવિદ્યા

વિદ્યા અને અવિદ્યા એ બન્ને પ્રભુની શક્તિઓ જ છે, એ બન્ને માયાને સ્વાધીન છે. તેથી જ વિદ્યા અને અવિદ્યા એ બન્ને જીવમાં જ હોય છે. કારણ કે જીવને જ દુઃખિત્વ અને અનીશિતા છે. અવિદ્યાવડે જીવ બદ્ધ થાય છે અને સંસારને પ્રાપ્ત થાય છે, જ્યારે વિદ્યાથી ભગવત્સાક્ષાત્કાર થતાં પ્રભુમાં પ્રવેશ થાય છે. વિદ્યા અને અવિદ્યાના ભેદ નીચે મુજબ પાડી શકાય.

શ્રીકૃષ્ણ.




અવિદ્યા અને વિદ્યાનું સ્વરૂપ જાણ્યું હોય તો અવિદ્યાનો વિદ્યાવડે નાશ કરી શકાય. વિદ્યાવડે અવિદ્યાનો નાશ થતાં જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે. દેહેન્દ્રિય પ્રાણાન્તઃકરણનો અધ્યાસ નિવૃત્ત થતાં સ્વસ્વરૂપનું જ્ઞાન માત્ર થાય છે, નહિ કે દેહેન્દ્રિયાદિકનો લય. જ્યારે આસન્ય–

પ્રાણની ઉપાસના કરવામાં આવે કે ભગવત્સેવામાં થાય ત્યારે તે તે ઇન્દ્રિયોની દેવતારૂપ તે તે ઇન્દ્રિયો થઈ જાય છે. અને પોતાને પણ બ્રહ્મભાવ થતાં લય થાય છે. જ્યારે આનન્દાંશનો પ્રકાશ થાય ત્યારે બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે. એવા ભક્તને સાયુજ્ય થાય–અલક, કૌસ્તુભાદિ રૂપે સ્થિતિ થાય, અથવા અક્ષરસાયુજ્ય પણ થાય. આનન્દાંશના પ્રકાશમાં હરિસેવા જ સાધન છે. જો પ્રભુને બ્રહ્મભાવ કે સાયુજ્યના દાનની ઇચ્છા હોય તો જ આપે. અન્યથા જીવ સંઘાતમાં ગમન કરે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જડ જીવાત્મક સૃષ્ટિ પ્રભુ પોતે જ ઉત્પન્ન કરે છે. તે જ આ સૃષ્ટિનું અભિન્નનિમિત્તોપાદાનકારણ છે.

## પ્રકારાન્તરે સૃષ્ટિક્રમ

યદ્યપિ નિરુપાધિક પરબ્રહ્મ જ સર્વનું એકમાત્ર કારણ છે તથાપિ સાક્ષાત્ પરમ્પરાદિભેદે પ્રકારાન્તરે પણ સૃષ્ટિક્રમ છે જ. (૧) કદાચિત્ સાક્ષાત્ પ્રભુ સૃષ્ટિ ઉત્પન્ન કરે, (૨) કદાચિત્ પુરુષદ્વારા સૃષ્ટિ ઉત્પન્ન કરે, (૩) કોઈક વેળા આત્માથી આકાશાદિક્રમે સૃષ્ટિ ઉત્પન્ન કરે, (૪) કોઈક વેળા પ્રભુ પોતે જ સર્વ સૃષ્ટિરૂપે પ્રકટ થાય, અને (૫) કોઈકવાર ઇન્દ્રજાલની પેઠે સર્વ માયાથી પણ સર્જે. પ્રભુ અચિન્ત્ય અને અનન્તશક્તિ ધરાવે છે, તે ગમે તે પ્રકારે સૃષ્ટિ ઉત્પન્ન કરે તો પણ સર્વ જ પ્રકારો ઉપપન્ન થાય અને આથી જ સૃષ્ટિના શ્રુતિઓમાં અનેક પ્રકરો વર્ણવ્યા છે. એ તો પ્રભુનું જ માહાત્મ્ય છે. તે માહાત્મ્યનું શ્રુતિઓ યથાકથંચિત્– તેમનાથી જેમ બન્યું તેમ વર્ણવ્યું, વસ્તુતઃ તેથીયે અધિક માહાત્મ્ય પ્રભુમાં હોઈ શકે. પ્રભુનું ભજન સિદ્ધ થાય તે માટે **तत्त्वमसि** ઇત્યાદિ વાક્યો પણ પ્રવૃત્ત થાય છે.

## ભક્તિનું સ્વરૂપલક્ષણ

આથી જ પંચરાત્રાદિમાં **"માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક પ્રભુમાં સ્નેહ હોય તે જ ભક્તિ કહેવાય** અને તેથી જ (ભક્તિથી જ) મુક્તિ છે, બીજી રીતે નથી એમ વર્ણવ્યું છે. **केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः** ઇત્યાદિ શ્રીમદ્ભાગવતોક્ત વાક્યમાં "ભાવ"શબ્દનો અર્થ ભક્તિ જ થાય છે. ભાવ એટલે દેવાદિ-વિષયિણી રતિ. રતિશબ્દનો અર્થ છે સ્નેહ અને આથી જ **सा परानुरक्तिरीश्वरे** ઇત્યાદિ સૂત્રોમાં શાણ્ડિલ્યાદિ મહર્ષિઓ પ્રભુમાં નિરતિશય સ્નેહને જ "ભક્તિ" એ નામથી ઓળખાવે છે. સ્નેહ માહાત્મ્યજ્ઞાનવિના સમ્ભવતો નથી. માહાત્મ્ય એટલે મહિમા કે મોટાપણું એવો કેવલ લોકમાં પ્રચલિત અર્થ જ લેવામાં આવે અને તેનો ઉંડો વિચાર જો ન થાય તો સોપધિપ્રેમ પણ ભક્તિશબ્દથી ઓળખાશે. વાસ્તવિકરીતે તો નિરુપધિસ્નેહ જ ભક્તિ છે. "માહાત્મ્યજ્ઞાન" શબ્દનો ઉંડો વિચાર કરતાં એમ ફલિત થાય છે, કે મહાન્=આત્મા, તેનો જે ભાવ=**ऐतदात्म्यमिदं** ઇત્યાદિ શ્રુતિસિદ્ધ તાદાત્મ્યપ્રકાર તે માહાત્મ્ય, તેનું જ્ઞાન તે માહાત્મ્યજ્ઞાન, તત્પૂર્વક જે સ્નેહ તે ભક્તિ. આ પ્રકારે વિચાર કરતાં નિરુપધિ પ્રેમ જ ફલિત થાય છે. અત્ર આ વિષયઉપર વિસ્તાર કરવો એ પ્રસઙ્ગને અનકૂલ નથી. જિજ્ઞાસુઓએ શ્રીહરિરાયજીકૃત બ્રહ્મવાદાદિ ગ્રન્થોમાંથી જોઈ લેવો. પ્રસઙ્ગાનુસાર અમે પણ કોઈ વાર વિજ્ઞ વૈષ્ણવો સમક્ષ અમારા વિચારો રજુ કરીશું.

**माहात्म्यज्ञानपूर्वस्तु** ઇત્યાદિ કારિકાનો ઉપક્ષેપ કરીને શ્રીમદાચાર્યચરણે તત્ત્વદીપ-નિબન્ધમાં એમ નિર્ણય કરી આપ્યો છે કે કાર્યાદિનિરૂપક અને આત્મનિરૂપક એમ સર્વ જ પ્રકારની શ્રુતિઓનું તાત્પર્ય ભક્તિમાં જ છે.

## સર્વ શ્રુતિઓની એકવાક્યતા

**माहात्म्यज्ञानपूर्वस्तु** પર્યન્તની પિસ્તાળીશ કારિકાઓનો વિચાર કરતાં કેટલીક શ્રુતિઓની એકવાક્યતા સાધી શકાય તેમ છે. પરન્તુ ઉપાસ્ય નિરૂપિકા શ્રુતિઓનું તાત્પર્ય ભક્તિમાં ન હોવાથી સર્વશ્રુતિઓની એકવાક્યતા સાધી શકાય તેમ નથી, એ શંકાનો ઉદય ન થાય તે માટે પ્રભુના પૃથક્ પૃથક્ સ્વરૂપોનો સંગ્રહ કરતા બે શ્લોકો શાસ્ત્રાર્થપ્રકરણમાં જ ઉપલબ્ધ થાય છે, તે નીચે મુજબ છે—

**पञ्चात्मकः स भगवान् द्विषडात्मकोऽभूत्पञ्चद्वयीशतसहस्रपरामितश्च ।**
**एकः समोऽप्यखिलदोषसमुज्झितोऽपि सर्वत्र पूर्णगुणकोऽपि बहूपमोऽभूत् ॥४६॥**
**निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः ।**
**आनन्दमात्रकरपादमुखोदरादिः सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥ ४७ ॥**

પ્રભુ એક, સમ, અખિલ દોષરહિત અને સર્વત્ર જ પૂર્ણ ગુણવાળા હોવા છતાં પણ શ્રુતિમાં પઞ્ચાત્મક, દ્વાદશાત્મક, દશાત્મક અને અસઙ્ખ્ય રૂપવાળા છે એમ વર્ણન કરવામાં આવ્યું છે. તેમને અનેક ઉપમાઓ આપવામાં આવેલી હોવાથી તેવા પણ થયા-(થાય છે કે હોઈ શકે). પ્રભુ, નિર્દોષ એવા સમ્પૂર્ણ ગુણો જેમાં વિદ્યમાન્ છે એવું શરીર ધારણ કરનારા છે, સ્વતન્ત્ર છે, અચેતનશરીર અને તેના ગુણોથી રહિત છે (અર્થાત્ અલૌકિક આનન્દમય શ્રીઅંગવાળા છે), આનન્દમાત્ર કરપાદમુખોદરાદિ છે અને સર્વત્ર જ જડ, જીવ અને અન્તર્યામી એવા ભેદથી પણ રહિત છે-કારણ કે તે સર્વનું જ કારણ પ્રભુ પોતે જ છે.

આ સઙ્ગ્રહ વાક્યો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પ્રભુ આવા (બીજા શ્લોકમાં કહેલા અલૌકિક આકારવાળા હોવાથી સર્વ જ આકારનિરૂપિકા શ્રુતિઓ આ પ્રકારના જ આકારનું નિરૂપણ કરે છે. આ રીતે સર્વશ્રુતિઓની એકવાક્યતા થઈ શકે તેમ છે.

શ્રુતિઓમાં જણાવેલા પ્રભુના આકાર અને તે સર્વની એકવાક્યતા જો કે શ્રીમદણુભાષ્ય અને શ્રીસુબોધિન્યાદિના અભ્યાસીને અજ્ઞાત નથી. તથાપિ સર્વસામાન્યને તેનું જ્ઞાન સુગમ થાય તદર્થ નીચેનું કોષ્ઠક મૂક્યું છે. તે ઉપરથી શ્રુતિઓની એકવાક્યતા સમજી શકાશે.

| | | | |
|---|---|---|---|
| ૧ | પઞ્ચાત્મકત્વ | ૧ (૧) અગ્નિહોત્ર, (૨) દર્શ, પૂર્ણમાસ, (૩) ચાતુર્માસ્ય,(૪) પશુ અને (૫) સોમ. | એક પ્રકાર |
| | | ૨ (૧) દેશ, (૨) કાલ, (૩) દ્રવ્ય, (૪) કર્તૃ અને (૫) મન્ત્રાત્મક. | સાધનત્વે દ્વિતીય પ્રકાર |
| | | ૩ (૧) ઋક્, (૨) યજુષ્, (૩) સામ, (૪) બ્રાહ્મણ અને (૫) ઉપનિષદ્દરૂપે. | વેદત્વે તૃતીય પ્રકાર |
| | | ૪ (૧) પ્રાણ, (૨) અપાન, (૩) વ્યાન, (૪) ઉદાન અને (૫) સમાન એમ પંચ પ્રાણાત્મકત્વે. | ઉપનિષદુક્ત પ્રકારે |
| | | ૫ (૧) પૃથ્વી, (૨) જલ, (૩) તેજ, (૪) વાયુ અને (૫) આકાશ એમ પંચમહાભૂતત્વે. | સૃષ્ટિપ્રકારના વાક્યોના બલથી |
| | | ૬ (૧) શબ્દ, (૨) સ્પર્શ, (૩) રૂપ, (૪) રસ અને (૫) ગન્ધ એમ પંચતન્માત્રાત્મકત્વે. | તૃતીયસ્કન્ધોક્ત પ્રકારે |
| | | ૭ (૧) ગાર્હપત્ય, (૨) દક્ષિણાગ્નિ, (૩) આહ્વનીય, (૪) સ્માર્ત અને (૫) સભ્ય અગ્નિત્વે | પૂર્વકાણ્ડોક્ત પ્રકારે |
| | | અથવા अथ ह्य एतानेवं पंचाग्नीन् વેદ ઇત્યાદિ શ્રુત્યુક્ત પ્રકારે. | ઉત્તર કાણ્ડોક્ત પ્રકારે |
| | | ૮ દેહમાં (૧) ધ્યાનાર્થે પ્રાદેશમાત્ર, (૨) આશ્રયાર્થ અંગુષ્ઠમાત્ર, (૩) કર્મફલનિયામકત્વે જીવના સ્વામીરૂપે, (૪) સુખ દાનાર્થે સર્વદેહસ્થિત આનન્દરૂપે અને (૫) ભ્રુકુટિસ્થ વૈશ્વાનરએમ પાંચ પ્રકારે. | ક્રમશઃ શ્રીમદ્ભાગવત–દ્વિતીય સ્કંધોક્ત, કાઠકોક્ત, છાંદોગ્યોક્ત પ્રકારે, છાંદોગ્ય અને જાબાલોક્ત પ્રકારે |
| ૨ | દ્વિષડાત્મકત્વ | ૧ દ્વાદશ સૂર્યાત્મકત્વે, (૧) ધાતા, (૨) વિવસ્વાન્, (૩)અર્યમન્, (૪) પૂષન્, (૫) ત્વષ્ટૃ, (૬)સવિતૃ, (૭) ભગ, (૮) વિધાતૃ, (૯) વરુણ, (૧૦) મિત્ર, (૧૧) ચક્ર અને (૧૨) ઉરુક્રમ. | |
| | | ૨ દ્વાદશમાસ (ચૈત્રાદિ માસ પ્રસિદ્ધ છે.) (૩) દ્વાદશાગ્નિરૂપે (૪) અહીનાત્મક. | દ્વાદશ અગ્નિ ક્વચિત્ પુરાણાદિમાં પ્રસિદ્ધ છે. અહીન–સોમયાગની આવૃત્તિરૂપ છે. |
| * ૩ | પંચદ્વયી | ૧ પૂર્વાદિ દિગાત્મ, ૨ જ્ઞાનકર્મેન્દ્રિયાત્મક, ૩ લીલાત્મક, ૪ અવતારાત્મક ઇત્યાદિ. | સર્વત્ર પ્રસિદ્ધ છે. |
| ૪ | શત–સહસ્ર પરામિતત્વ | અમિતવિભૂતિરૂપત્વે એકત્વ, સમત્વ, અખિલદોષવિવર્જિતત્વ અને પૂર્ણગુણવિગ્રહત્વ. | |

* ઉપર જણાવેલા ત્રણ પ્રકારોમાં એકત્વ, સમત્વ, અખિલદોષવિવર્જિતત્વ અને સર્વત્ર પૂર્ણગુણ વિગ્રહત્વ એમ ચાર ભેદ મેળવીએ તો સપ્તધા રૂપ થાય.

ઉપરના કોષ્ઠક મુજબ સપ્તધા ભગવત્સ્વરૂપનું જ વર્ણન છે. સર્વશ્રુતિઓનો સાર પ્રભુમાં હોવાથી એકવાક્યતા થઈ શકે છે.

## નિષ્કર્ષ

નિર્દોષ પૂર્ણગુણવિગ્રહ પ્રભુ છે, તે આત્મતન્ત્ર, સ્વતન્ત્ર છે, જડ શરીરથી હીન છે અને આનન્દમાત્ર કરપાદમુખોદરાદિ અલૌકિક શ્રીઅંગવાળા છે. તેમ જ ત્રિવિધ ભેદ (જડ, જીવ અને અન્તર્યામી)થી પણ વિવર્જિત છે. આ રીતે ભગવત્સ્વરૂપનો નિર્ણય સંગ્રહશ્લોકથી કરીને સર્વ શાસ્ત્રોનો સમન્વય પ્રભુમાં કર્યો છે. એ પ્રકારના જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતાં કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.

## પ્રેમભક્તિનું ફલ

**ब्रह्मानन्दे प्रविष्टानाम्** ઇત્યાદિ કારિકાથી પ્રારમ્ભ કરીને પ્રેમાત્મિકા ભક્તિનું ફલ દર્શાવ્યું છે. જ્યારે ભાગવતશાસ્ત્રમાં વિશ્વાસ થાય ત્યારે તે પ્રકારની ભક્તિનું ફલ પ્રાપ્ત થાય. જેનો બ્રહ્માનન્દમાં પ્રવેશ થયો હોય તેને સંઘાતના પરિત્યાગપૂર્વક બ્રહ્મમાં લય થતા સ્વરૂપાનન્દ કે સ્વરૂપવડે આનન્દાનુભાવ થાય. કિન્તુ વ્રજભક્તતુલ્ય મહાભાગવત ભક્તોને સર્વેન્દ્રિયો અને અન્તઃકરણદ્વારા પણ આનન્દાનુભવ થાય છે. આથી જ ભગવદ્ભક્તોને જીવન્મુક્તિની અપેક્ષાયે ગ્રહસ્થાશ્રમ જ વિશેષ ફલદાયક નિવડે છે. ભક્તિમાર્ગીય સાધન અને ફલ એ બન્ને ઉત્કૃષ્ટ હોવા છતાં તેમાં સર્વનો પ્રવેશ થતો નથી તેનું કારણ એ છે કે ભગવચ્છાસ્ત્રવ્યતિરિક્ત શાસ્ત્રો જીવને મોહ પમાડનારા હોવાથી તેમના અવલોકનથી જીવને મોહ ઉત્પન્ન થતાં બુદ્ધિમાં કલ્મશ–મલિનતા ઉત્પન્ન કરે છે.

## જીવસ્વરૂપનિર્ણય

**जीवस्त्वाराग्रमात्रः** ઇત્યાદિ કારિકાથી આરમ્ભીને ચિત્સ્વરૂપનો વિચાર કરવામાં આવ્યો છે. ડાંગરના અગ્રભાગ જેવડો જીવ છે, ગન્ધની પેઠે ચૈતન્ય પણ પ્રસરણશીલ હોવાથી તે શરીરવ્યાપી છે. જ્યારે ભગવદાવેશ થાય, ત્યારે વ્યાપકત્વાદિ ભગવદ્ધર્મોનું પણ શ્રવણ થાય છે. આનન્દાંશની અભિવ્યક્તિ થતાં તેમાં કોટિબ્રહ્માણ્ડોની પ્રતીતિ પણ થાય છે. પ્રકાશક હોવાથી જ્યોતિઃપદનો પણ પ્રયોગ થયેલો દેખાય છે. તે કાંઈ પ્રાકૃત ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી. યોગથી કે દિવ્ય–ભગવદ્દૃષ્ટિથી તે પ્રકાશે છે. આ રીતે તેમાં આભાસ કે પ્રતિબિમ્બની કલ્પના કરી છે. શાંકરો જેમ મિથ્યાત્વ માટે આભાસ અને પ્રતિબિમ્બથી કલ્પના કરે છે તે પ્રકારની કલ્પના અયોગ્ય છે. (જુઓ આવરણભંગ) વાસ્તવિક પ્રતિબિમ્બત્વનો નિર્ણય **आनन्दांशतिरोधानात्** ઇત્યાદિ કારિકામાં છે. ત્યાં પરમતપરિહારપૂર્વક સમ્પૂર્ણ વિચાર કરવામાં આવ્યો છે. યુક્તિઓનો વિચાર **जीवहानि** ઇત્યાદિ કારિકામાં છે. **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાક્યોનો વિચાર કરવા માટે **तत्त्वमस्यादिवाक्यस्य** ઇત્યાદિ કારિકા પ્રવૃત્ત થાય છે. ત્યાં સમ્પૂર્ણ યુક્તિઓના નિરસનપૂર્વક નિર્ણય કર્યો છે. ઉપક્રમ અને ઉપસંહારનો વિચાર કર્યા વિના કોઈપણ વાક્યનો તાત્પર્યાર્થ કળી શકાતો નથી. અતએવ આ કારિકામાં ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતાનો પણ વિચાર કરવામાં આવ્યો છે. અવિકૃત પરિણામવાદને અનુસરી જીવની અંશત્વે બ્રહ્મરૂપતા આ મહાવાક્યમાં છે એવો નિષ્કૃષ્ટાર્થ ઉપલબ્ધ થાય છે. આ ઉપદેશ-વાક્ય છે. **तत्त्वमसि** વાક્યની પણ **आवृत्तिरसकृदुपदेशात्** ઇત્યાદિ વ્યાસસૂત્રાનુરોધે આવૃત્તિ

હોવાથી **ऐतदात्म्यमिदं सर्वम्** આ શ્રુતિમાં ભાગત્યાગલક્ષણાની જરૂર પડતી નથી. કિન્તુ સદંશે બ્રહ્મરૂપતા સ્વીકારવી પડે છે તેમ ચિદંશનો નિર્ણય કરવામાં પણ ભાગત્યાગલક્ષણાની જરૂર નથી. વળી **अतत्त्वमसि** એમ પદચ્છેદ કરવો પણ અયોગ્ય છે. કારણ કે તેવો પદચ્છેદ અવૈદિક હોવાથી તેથી વિદ્યાજનનની શક્તિનો લોપ થાય છે. બ્રહ્મ સર્વરૂપ હોવાથી જડ જીવના પૃથક્કરણપૂર્વક સર્વની બ્રહ્મતાનું નિરૂપણ ત્યાં છે. અલૌકિક વેદનું પ્રમેય પણ અલૌકિક જ હોય, તેથી તેમાં લૌકિક યુક્તિઓનો પ્રવેશ એ સર્વથા અયોગ્ય છે. અલૌકિક પ્રમેયનો લાભ તો તપથી, વૈદિકયુક્તિથી કે પ્રભુકૃપાથી જ થાય. તેથી વિદ્યાની પ્રાપ્તિ થતાં કોઈક કાલવિશેષમાં જીવને યથાર્થજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. **कं ब्रह्म खं ब्रह्म** ઇત્યાદિ વાક્યોનું તાત્પર્ય આધુનિક જીવોને પ્રાપ્ત થતું નથી. સર્વજ્ઞત્વરૂપ લિંગ કે અલૌકિક તેજના ઉપદેશમાત્રથી બોધ થતો નથી, અને તેથી જ મુક્તિ પણ થતી નથી. અતએવ સ્વતન્ત્ર ભક્તિની પ્રાપ્તિ માટે કે સાયુજ્યાદિની પ્રાપ્તિ માટે ભજનની જ ખાસ આવશ્યકતા છે.

## બ્રહ્મસ્વરૂપનિર્ણય

**सच्चिदानन्दरूपं तु ब्रह्म व्यापकमव्ययम्** ઇત્યાદિ કારિકાથી પ્રારમ્ભીને **कर्ता स्वतंत्र एव स्यात्सगुणत्वे विरुध्यते** સુધીની કારિકાઓથી જડ અને જીવના સ્વરૂપનો નિર્ણય કર્યા પછી ક્રમપ્રાપ્ત બ્રહ્મસ્વરૂપનો નિર્ણય કરવામાં આવ્યો છે. સચ્ચિદાનન્દસ્વરૂપ બ્રહ્મ છે, તે વ્યાપક છે, અવ્યય છે, સ્વતન્ત્ર છે, સર્વશક્તિ છે, સર્વજ્ઞ છે, પ્રાકૃતગુણવર્જિત છે, તેમાં સજાતીય–વિજાતીય અને સ્વગત (જડ, જીવ અને અન્તર્યામી)ના દ્વૈતની પ્રસક્તિ નથી, સત્યાદિ અપરિમિત ગુણોથી યુક્ત છે, સૃષ્ટિ–સ્થિતિ–પ્રલયકર્તૃરૂપ ગુણથી પણ યુક્ત છે, સર્વાધાર છે, માયાને વશમાં રાખનાર છે, આનન્દાકાર છે, અક્ષરથી ઉત્તમ–પર છે, પ્રપંચમાં દેખાતા પદાર્થોથી પણ વિલક્ષણ છે, જગત્‌નું સમવાયિ અને નિમિત્તકારણ પણ તે જ છે. પ્રપંચમાં રમણ કરે છે. નિજસ્વરૂપમાં રમણ કરતી વેળા પ્રપંચને સંકેલી લે છે, સર્વવિભક્તિ અને સર્વપ્રકારોનો અર્થ ભગવાન જ છે, પ્રકૃતિ, પુરુષ અને કાલરૂપ પણ તે જ છે. અન્તર્યામિબ્રાહ્મણોક્ત સ્વરૂપ પણ તે જ છે, આ રીતે શ્રુતિમાં પ્રાપ્ત થતા સર્વ વાદોને અનવસર પ્રાપ્ત થાય છે તે સર્વની એકવાક્યતા થાય છે. અર્થાત્ જ સર્વવાદાનવસરરૂપ પણ પ્રભુ જ છે અને નાના વાદને અનુરોધિ પણ તે જ છે. અનન્તમૂર્તિ છે, કૂટસ્થ ચલ જ છે, સર્વવિરુદ્ધધર્માશ્રય છે, લૌકિક યુક્તિઓથી અગોચર છે. અવતારાદિરૂપે આવિર્ભાવથી અને અવતારસમાપ્તિરૂપ તિરોભાવથી સર્વને નટવત્ મોહ પમાડી શકે છે. ઇન્દ્રિયોના સામર્થ્યથી તે અદૃશ્ય છે પણ સ્વેચ્છાથી તે દૃશ્ય પણ છે જ. જ્યારે શુદ્ધસત્ત્વ આનન્દરૂપમાં ફલિત થાય છે ત્યારે નીલમેઘરૂપે પ્રકાશે છે. ચારે યુગોમાં જુદા જુદારૂપે પ્રકટ થાય છે. કાલાદિ પણ તેમાં પ્રતિબિમ્બિત થાય છે અથવા મેઘાદિથી રહિત આકાશમાં નીલિમાની પ્રતીતિ થાય છે. રૂપવાળા પદાર્થનું ગ્રહણ કરનાર ચક્ષુ આકાશમાં રૂપ ન હોવાથી દૂર જઈને ત્યાંથી પાછું ફરતાં નીલરૂપ જ જુએ છે, કિન્તુ ચક્ષુ તે પ્રકારના રૂપને સ્પર્શ કરતું નથી, તેમ બ્રહ્મ સ્વસ્વરૂપે જ પ્રકાશે છે (ચક્ષુ પણ સ્વકનીનિકાને જ આકાશમાંથી પરાવૃત્ત થતા જુએ છે). પ્રભુ આત્મરૂપે જ–સ્વસ્વરૂપે જ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે તેથી **વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય** દોષ પણ લાગુ પડતો નથી. (વૈષમ્ય એટલે વિષમતા અને નૈર્ઘૃણ્ય એટલે નિર્દયતા). અથવા પ્રભુ કર્મસાપેક્ષ હોવાથી વૈષમ્ય–નૈર્ઘૃણ્યદોષથી પ્રસક્તિ થતી નથી. એ પ્રભુ જ જગત્કર્તા છે, છતાં સગુણ નથી.

જે ગુણાભિમાની દેવો છે તે તેના અંશો હોવાથી સગુણ છે. પ્રભુ સ્વતન્ત્ર કર્તા છે. જો તે સગુણ હોય—ગુણને સ્વાધીન રહેનાર હોય—તો તેની સ્વતન્ત્રતાનો વિરોધ થાય.

## પરમતનિરાકરણ

આરીતે બ્રહ્મસ્વરૂપનો નિર્ણય કરીને **केचिदत्रातिविमलप्रज्ञाः** ઇત્યાદિ કારિકાથી આરંભીને પરમતની સમીક્ષા કરવામાં આવી છે. કેટલાક મહાબુદ્ધિમાનો (?) શ્રુતિઓના ખરા અર્થનો બાધ કરીને પરબ્રહ્મ જગતનું કારણ નથી એમ પ્રતિપાદન કરે છે. જે અનાદિ અવિદ્યાથી બદ્ધ થયેલું બ્રહ્મ છે તે જ જગતનું કારણ છે. ચૈતન્યમાત્રનિષ્ઠાવિદ્યાથી જીવ પોતાને સંસારી માને છે. આ પ્રકારના વાક્યો બોલીને પ્રતારણા કરનારાઓની તો શ્રુતિને જ શરણ માનનારા વૈદિકો એ ઉપેક્ષા જ કરવી. કારણ કે જ્યાં શ્રુતિ અને સ્મૃતિનો વિરોધ હોય, તે મત વૈદિકોને અગ્રાહ્ય છે. કલિયુગમાં તેનો મુખ્યત્વે આદર કરનારાઓને ખાસ કરીને તમસ્ જ ફલ છે.

જો એમ કહેવાતું હોય, કે જ્ઞાનથી અજ્ઞાનનો નાશ કરવા માટે એ લોકો આમ જગત્કારણતાનો નિષેધ કરીતે અનાદિ–અવિદ્યા માને છે, તો તે પણ યોગ્ય નથી. કારણ કે જો વિદ્યા અને અવિદ્યાના સ્વરૂપનું જ જ્ઞાન થાય તો પણ અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય છે. તે માટે જગત્‌ને અસત્ય ઠોકી બેસાડવાની જરૂર રહેતી નથી.

પુરાણોમાં જ્યાં જ્યાં જગત્‌ને માયિક કહેવામાં આવે છે, તે ઐન્દ્રજાલિકપક્ષનું નિરૂપણ કરવા માટે મતાન્તરનો જ ઉપન્યાસ છે. શ્રુતિમાં તો તેની વાત સરખી નથી. **वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** ઇત્યાદિ શ્રુતિયો અને **तदन्यत्वमारम्भणशब्दादिभ्यः** ઇત્યાદિ સૂત્રોનો અર્થ મિથ્યા કરી શકાય નહિ. કારણ કે જગત્‌ને અસત્ય કહેનારાઓની અપેક્ષાએ વ્યાસ અને શ્રુતિવાક્યોનું ગૌરવ વિશેષ છે.

જો એમ કલ્પના કરવામાં આવે કે જ્ઞાન કરાવવા માટે સત્યત્વ પ્રતિપાદ સૃષ્ટયાદિકારિણી શ્રુતિ અર્થવાદ છે, તો એ યુક્તિ પણ અયુક્ત છે. કારણ કે જેમ પૂર્વકાણ્ડમાં વિધિવાક્ય અને અર્થવાદ વાક્યની એકવાક્યતા થઈ શકે છે, તેમ સૃષ્ટયાદિવાક્યોની સાથે મહાવાક્યોની એકવાક્યતા થઈ શકે તેમ નથી. વેદાન્તમાં માહાત્મ્યજ્ઞાનનો ઉપયોગ છે, નહિ કે વિધિનો. તેથી વેદાન્તમાં પૂર્વકાણ્ડની પેઠે વિધિકલ્પના જ અશક્ય થતાં અર્થ વાદની કલ્પના પણ અશક્ય થઈ જાય છે.

એકવાક્યતા માટે અધ્યારોપાપવાદથી પણ કામ ચાલે તેમ નથી. કારણ કે શાખા બતાવ્યા પછી ચન્દ્રનું દર્શન થતાં જેમ શાખા છુટી જાય છે, તેમ બ્રહ્મજ્ઞાન થતાં કાંઈ સૃષ્ટિ છુટી જતી નથી. તેમ દૃષ્ટાન્ત વૈષમ્ય પણ પ્રાપ્ત જ છે. કારણ કે જગત્‌નો અનુવાદ કરીને કાર્યત્વની સિદ્ધિ કરે છે અને પછી જો કાર્યત્વનો જ નિષેધ કરે તો કાર્ય તો વિદ્યમાન જ રહે છે અને કોઈ અન્ય તેનો કર્તા ન હોવાથી શ્રુતિ બાધિતવિષયા થાય. અને પ્રતારણાપત્તિ પણ પ્રાપ્ત થાય. જો એમ કહેવાય કે વેદ પણ સંસારમધ્યપાતી હોવાથી ભ્રાન્તિકલ્પિત છે. તો એ તો મહા સાહસ જ કહેવાય. અને તેમ થતાં પારમ્પર્ય અનુપપન્ન થાય અને **वैधर्म्याच्च न स्वप्नादिवत्** ઇત્યાદિ સૂત્રનો બાધ પ્રાપ્ત થાય. જો એમ કહેવામાં આવે કે ઐન્દ્રજાલિકપક્ષનો આશ્રય લઈને અમે તેમ કહીએ છીએ તો તે પણ અનુપપન્ન છે. કારણ કે ત્યાંએ નટમાં કર્તૃત્વ તો વિદ્યમાન જ છે. દર્શનન્યાય શ્રુતિથી જગત મિથ્યા નથી એમ સિદ્ધ જ છે.

વળી માયાવાદનો આશ્રય લેવાથી જ્યારે સર્વ જ મિથ્યા છે, તો મુક્તિનો યે નાશ થશે. જેમ સ્વપ્નદૃષ્ટ ગજ મિથ્યા હોવાથી સ્વપ્નમાં મેળવેલો ગજ સ્વપ્ન નષ્ટ થતાં નષ્ટ થાય છે, તેમ મિથ્યા જગત્‌માં સ્થિતિ કરીને મેળવેલી મુક્તિ પણ મિથ્યા ઠરે. માયાદિનું કર્તૃત્વ શ્રુતિ અને સૂત્રથી પણ વિરુદ્ધ જ છે.

જ્યાં જ્યાં અકર્તૃત્વનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, ત્યાં માહાત્મ્યજ્ઞાન કરાવવા માટે જ તેમ કહ્યું છે, અને પ્રભુ વિરુદ્ધ ધર્માશ્રય છે, એમ સિદ્ધ કરી આપવા માટે કહ્યું છે. આથી જો આપણે યુક્તિવડે બન્ને પક્ષોમાંથી એકનો યે બાધ કરીએ તો તેમ કરવું યોગ્ય તો ન જ કહેવાય.

પુરાણોમાં માયિકત્વનું વર્ણન છે, તેનું તાત્પર્ય વૈરાગ્ય માટે છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે જગત્‌ને અવિદ્યામાત્ર કહેવાનું પ્રયોજન દૈવેતર સૃષ્ટિને મોહન જ છે. ગીતાજીમાં પણ **असत्यमप्रतिष्ठं ते** ઇત્યાદિ વાક્યોમાં તે કાર્ય દૈવેતર સમ્પત્તિવાળા જીવોનું જ છે એમ સ્પષ્ટ જણાવ્યું છે.

જ્યારે અખણ્ડ–અદ્વૈતનું ભાન થાય ત્યારે સર્વ જગત્ બ્રહ્માકારત્વે જ દેખાય છે. જ્ઞાનથી વિકલ્પબુદ્ધિનો બાધ થાય છે નહિ કે વસ્તુસ્વરૂપનો. બ્રહ્મ જ જગત્‌નું ઉપાદાન કારણ હોવાથી જગત્ બ્રહ્મથી ભિન્ન છે એમ કહેવું પણ અયુક્ત જ છે. તેમ કરવા જતાં **वाचारम्भणं** ઇત્યાદિ શ્રુતિનો બાધ થશે. જ્યારે જગત્ વાચારમ્ભણમાત્ર જ છે તો પછી ભેદ કોની જોડે કરવાનો હોય?

સાઙ્ખ્ય શાસ્ત્રના અનેક પ્રકાર છે. તેમાં સત્પુરુષોને તો તે જ સાઙ્ખ્ય પ્રમાણ છે કે જેમાં અઠ્ઠાવીશ તત્ત્વોનું સ્વરૂપ પ્રભુ જ છે.

સ્વભાવવાદ, પ્રકૃતિવાદ, પરમાણુવાદ વગેરે અન્ય સર્વ વાદોનું નિરાકરણ વ્યાસ-સૂત્રોમાં છે જ.

ચિત્ત–વૃત્તિ–નિરોધરૂપ યોગની ભગવાન્‌નું ધ્યાન કરવા માટે જરૂર હોવાથી અઙ્ગત્વે તે આવશ્યક છે અને તે પ્રામાણિક પણ છે. પરંતુ જે સ્વતન્ત્રતયા ફલસાધક યોગ છે એમ માનનારા છે, તે સિદ્ધિ અને જ્ઞાનમાં હેતુરૂપ યોગનું નિરૂપણ કરતા હોવાથી અને અન્ય દેહેન્દ્રિયાદિનું સાધન કરતા હોવાથી તેવા સર્વ જ મતો અપ્રામાણિક છે. તેનું નિરાકરણ પણ વ્યાસસૂત્રોમાં છે જ.

## નિષ્કૃષ્ટાર્થ અને શાસ્ત્રાર્થોપસંહાર

(૧) વૈરાગ્ય, (૨) જ્ઞાન, (૩) યોગ (૪) પ્રેમ, (૫) તપ ઇત્યાદિ ગમે તે પ્રકારના કોઈ પણ એક જ સાધનથી પ્રભુને ભજે તો સિદ્ધિ–મોક્ષની પ્રાપ્તિ–થાય. જ્ઞાનમાર્ગમાં જગત્‌ના લયના ઘણા પ્રકારો જણાવ્યા છે. તે સર્વ જ કોઈ પણ પ્રકરણને અનુસરનારા ન હોવાથી મનઃશુદ્ધિ માટે જ છે એમ સમજવું. ઉત્પત્તિપ્રકારે લયનો પ્રકાર સાઙ્ખ્યમાં જણાવ્યો છે. ઇન્દ્રિયોનો તે તે દેવતામાં લયપ્રકાર દેવતાત્વભાવના માટે છે. આ પ્રકારનો લય દેવતાત્વનો આધાયક હોવાથી ખરીરીતે તો પ્રભુની સેવામાં રૂપાન્તરનો આપાદક–પ્રાપક–જ છે. એ લય પણ ઉત્પત્તિ જ છે.

જ્યારે દૃઢ–અદ્વૈતજ્ઞાન થાય ત્યારે વૈરાગ્ય પ્રાપ્ત થતાં ગૃહાદિની આસક્તિ છૂટી જાય છે–સંસાર નિવૃત્તિ થાય છે. અને તેથી જ વાગાદિનો મન વગેરેમાં લય જણાવ્યો છે. ભાવના-

માત્રથી લયપ્રકારો ભાવ્ય છે, સ્વરૂપતઃ (સર્વાત્મનો) લય થતો નથી. વૈરાગ્ય માટે જ ક્વચિત્ જગત્‌ને પણ મનોમાત્ર કહે છે.

મતાન્તરમાં પ્રવેશેલા પુરુષો પણ ભક્તિમાર્ગને અનુસરીને પ્રભુનું ભજન કરે છે, અને ઉપર જણાવ્યા પ્રમાણે જાણે છે ત્યારે જ મોક્ષ મળે છે. ભક્તિમાર્ગથી વિરુદ્ધાચરણ કરે તો ઐકાન્તિક ફલની પ્રાપ્તિ કદી પણ થતી નથી.

આરીતે સર્વ પ્રકારનો નિશ્ચય કરીને, સર્વ પદાર્થો પ્રભુની પાસેથીજ ઉત્પન્ન થાય છે અને પ્રભુ જ સર્વમય છે, એમ ગૌણમુખ્યજ્ઞાનયુક્ત જીવ સ્નેહવડે શ્રવણાદિપ્રકારે પ્રભુને ભજે, એજ ઉત્તમ ભક્તિમાર્ગ છે. શાસ્ત્રાર્થનું જ્ઞાન ન હોય અને પ્રેમયુક્ત થઈને પ્રભુને ભજે તે મધ્યમાધિકારી કહેવાય. અથવા શાસ્ત્રાર્થનું જ્ઞાન હોય પણ પ્રેમ ન હોય છતાં ભજન કરે તો પણ તે મધ્યમાધિકારી કહેવાય. અથવા એવો અધિકારી હીનાધિકારી પણ હોય. પરંતુ જ્યારે જ્ઞાન અને પ્રેમ એ ઉભયનો અભાવ હોય, ત્યારે આચરેલા શ્રવણાદિક પાપનાશક હોવાથી ધર્મરૂપ થાય છે. જો તપ અને વૈરાગ્યથી યુક્ત શ્રવણાદિક હોય તો જન્માન્તરમાં **"बहूनां जन्मनामन्ते"** ઇત્યાદિ ગીતોક્ત પ્રકારે તેને જ્ઞાન પ્રાપ્ત થતાં તે જ્ઞાન ફલરૂપ પણ નિવડે છે. યોગસહિત જો ભજન કરાય તો તેથી પ્રેમની પ્રાપ્તિ થતાં તે જીવ પ્રભુની સ્તુતિ કરી ધન્ય થાય. આવા ભક્તોને પ્રમેયબલથી પ્રભુ કૃપા કરીને સિદ્ધિ (મોક્ષ)નું દાન કરે તો પણ શક્ય છે. કિન્તુ પ્રમેય બલવિના તેમને સિદ્ધિ નથી એ તો નિર્વિવાદ છે.

આરીતે શાસ્ત્રાર્થ પ્રકરણમાં સર્વ પ્રમાણવાક્યોની એકવાક્યતા સિદ્ધ થાય છે. જેમણે આરીતે એકવાક્યતા સાધી નથી તેમને વિષે વાક્યાભાસતા માત્ર છે. આ પ્રકારની એકવાક્યતા સમ્પૂર્ણ વેદ, રામાયણસહિત મહાભારત અને પઞ્ચરાત્રો તથા અન્ય પણ શાસ્ત્રવચનો અને તત્ત્વસૂત્રોવડે નિર્ણય કરીને કરાઈ છે. આ સિદ્ધાન્તનિર્ણય સહૃદય (દયાલુ) હરિએ જ કર્યો છે. તે પણ કાદાચિત્ક નથી, કિન્તુ સર્વદા એ જ નિર્ણય છે. રામાયણાદિનું બહુત્વ પ્રતિકલ્પમાં એ જ નિર્ણય છે એમ જણાવે છે.

શ્રીમદ્વૈશ્વાનર શ્રીમહાપ્રભુજીએ એ રીતે લગભગ એકસોને ચાર કારિકાઓવડે સમ્પૂર્ણ ગીતાનો–શાસ્ત્રનો સાર પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણમાં નિરૂપ્યો છે.

## શાસ્ત્રાર્થપ્રકરણનો નિષ્કર્ષ

શાસ્ત્રાર્થ પ્રકરણમાં એકસો ચાર કારિકાઓ છે. પ્રથમ પાંચ શ્લોકમાં મઙ્ગલાચરણપૂર્વક અનુબન્ધ ચતુષ્ટય છે. છઠ્ઠીકારિકાથી આરંભીને ચૌદમી કારિકાસુધી પરિભાષાપૂર્વક પ્રમાણાદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પંદરમીથી બાવીશમી કારિકા સુધી મોહકશાસ્ત્રોનો નિરાસ કરીને સ્વપ્રવૃત્તિનું સમર્થન કર્યું છે. ત્રેવીશમીથી બેતાલીશમી કારિકાસુધી જડસ્વરૂપનું પ્રતિપાદન કરીને સૃષ્ટિનું નિરૂપણ કર્યું. તે પછીની બે કારિકાઓમાં શ્રુતિયોની એકવાક્યતાનું સાધન કર્યું. પીસતાલીશમી કારિકાથી આરંભીને બાવનમી કારિકા સુધી ભક્તિનું સમર્થન કરવામાં આવ્યું. ત્રેપનથી ચોસઠસુધી જીવસ્વરૂપનો નિર્ણય છે. પાંસઠથી સિત્તોતેર સુધી બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કર્યું. અઠ્ઠોતેરથી ચોરાણું સુધી અસન્મતનો (મતાન્તરનો) નિરાસ કરીને પંચાણુંથી એકસોત્રણ સુધી સાંખ્યયોગાદિના સાધનોનું પતિપાદન કર્યું અને છેલ્લા શ્લોકથી સર્વ શાસ્ત્રોને અનુકૂલ આ શાસ્ત્રાર્થ છે એમ જણાવી ઉપસંહાર કર્યો.

દૈવી જીવોના ઉદ્ધાર માટે પ્રકટ થયેલા શ્રી મહાપ્રભુજીએ નિબન્ધ શા માટે રચ્યો? અને તેમાં શું પ્રતિપાદન કર્યું, તે જાણવા માટે આપણે તેમના મૂલ ગ્રન્થમાં જ પ્રવેશ કરવો રહ્યો. તે વિના તત્પ્રતિપાદ્યવસ્તુનું વાસ્તવિક જ્ઞાન થઈ શકે નહિ, તદર્થ અમે અહીં "તત્ત્વાર્થ દીપ નિબન્ધ"નો પ્રકાશને અનુસરીને અનુવાદ પણ રજુ કરીએ છીએ. જ્યાં આવશ્યક લાગ્યું, ત્યાં આવરણ ભઙ્ગ અને બીજી ટીકાઓનો આશય લઈને તેમ જ પૂર્વપક્ષોમાં ઇતર શાસ્ત્રનાં તત્ત્વોને સમજાવવા માટે તે તે શાસ્ત્રોના મૌલિક ગ્રન્થોનો પણ આશય મૂકી વિસ્તાર કર્યો છે. મૂલકારિકા, પ્રકાશ, આવરણભઙ્ગ, અન્ય ટીકાઓ અને તન્ત્રાન્તરીય વિષયો સ્પષ્ટપણે પૃથક્ત્વે કળી શકાય તેવી પદ્ધતિ સ્વીકારી છે.

રસાત્મક પરમકાષ્ઠાપન્ન આનન્દૈકસ્વરૂપ શ્રીકૃષ્ણ સર્વોદ્ધારપ્રયત્ન-આત્મા છે. જે વ્યાપારથી, જે ક્રિયાથી સર્વનો ઉદ્ધાર થાય એવા સર્વવ્યાપક શ્રીકૃષ્ણ પુરુષોત્તમ સદાનન્દરૂપે પ્રકટ થયા છે. પ્રભુ સર્વોદ્ધાર-પ્રયત્ન-આત્મા છે, એમ સિદ્ધ કરવા માટે વ્યાસજીએ સર્વને અત્યન્ત સુખદાયક શ્રીમદ્ભાગવત પ્રકટ કર્યું. શ્રીમદ્ભાગવત પણ સર્વને સુખદાયક છે, એમ જેથી સિદ્ધ થાય તે માટે વાણીની અધિષ્ઠાતૃ દેવતા અગ્નિએ શ્રીમદ્ભાગવત ઉપર "તત્ત્વાર્થદીપ" કર્યો.

ટીકાકારો જણાવે છે કે શ્રીમદ્ભાગવતને યથાર્થતયા જાણ્યું હોય તો જ તે ઉદ્ધાર કરી શકે. દીપ જેમ વસ્તુ પ્રકાશક છે, તેમ આ "તત્ત્વાર્થદીપ" ભાગવતપ્રકાશક છે. આથી જ તે ઉપર શ્રીમહાપ્રભુજીએ પ્રકાશ નામની ટીકા કરી. વચ્ચે આવરણ હોય તો પ્રકાશથી યે પદાર્થજ્ઞાન ન થાય, તે માટે પણ્ડિતપુરન્દર શ્રીમદ્ પુરુષોત્તમજી મહારાજ આવરણભઙ્ગ કરે છે. પદ પદાર્થની સઙ્ગતિ વિના વાક્યાવબોધ થવો અશક્ય છે. માટે તે તે પદાર્થની તે તે રીતે યોજના કરવી આવશ્યક છે. તદર્થ લાલુભટ્ટજીની પ્રવૃત્તિ યોજનારૂપે છે. તાત્પર્યાવબોધ સરલતાથી થઈ શકે, તદર્થ ટીપ્પણની પણ જરૂર રહે, આ કાર્ય શ્રીકલ્યાણરાયજીએ કર્યું છે. દીપ માટે સ્નેહ અને પાત્ર બન્ને સારાં જોઈએ. તે આપણને ભારતમાર્તણ્ડ પૂરા પાડે છે. એ રીતે ટીકાઓની અન્વર્થતા ધ્યાનમાં લીધા પછી તે તે ટીકાઓનો વિષય સમજી શકાય તેમ છે. અર્થાત્ જ આવરણભઙ્ગ પ્રકાશસ્થિત પ્રત્યેક પદાર્થને સારી પેઠે દેખાડી શકે. યોજના પ્રકાશસ્થિત પદાર્થોનો ઉપયોગ દેખાડે. ટીપ્પણી તેની નોંધ લે, અને સત્સ્નેહભાજન તેનું ઉપબૃંહણ કરવામાં મદદ કરે તે યોગ્ય જ છે. હવે આપણે મૂલ ગ્રન્થમાં પ્રવેશ કરીએ-

શ્રીભાગવતના તત્ત્વાર્થને પ્રકટ કરતાં પ્રથમ શાસ્ત્રાર્થના-પ્રમાણરૂપ પ્રભુના સ્વરૂપનો બોધ કરાવતું મઙ્ગલાચરણ કરે છે.-

**नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।**
**रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ॥ १ ॥**

**જે રૂપ અને નામના વિભેદે જગત્રૂપ છે, જે રૂપ અને નામના વિભેદે ક્રીડા કરે છે, અને જેથી—જેમાંથી—(અભિન્નનિમિત્તોપાદાનત્વે) રૂપ અને નામના વિભેદે જગત્ છે એવા અદ્ભુતકર્મા, લોકવેદપ્રસિદ્ધ ભગવાન્ શ્રીકૃષ્ણને નમસ્કાર હો.**

મનુષ્યમાત્ર ભગવાન્‌ને નમન કરવું એ પોતાનું કર્તવ્ય માને છે. તેથી અધિક કંઈ પણ કરવાને માટે શક્તિમાન્ થતો નથી. ઉપરના વાક્યમાં એમ સિદ્ધ થાય છે, કે મનુષ્ય ઈશ્વરને

નમન જ કરી શકે છે. એટલા માટે સર્વથી પહેલાં **નમઃ** પદનો પ્રયોગ કરેલો છે. નમન કરવાને યોગ્ય સર્વશ્રેષ્ઠ વસ્તુ બતાવવા માટે મૂલમાં **भगवते** શબ્દનો પ્રયોગ છે. અહીં ભગવાન્ શબ્દ શ્રીપુરુષોત્તમના અર્થમાં વાપરવામાં આવ્યો છે. **तस्मै** પદનો પ્રયોગ એટલા માટે જ છે, કે શ્રીપુરુષોત્તમ લોકમાં અને વેદમાં પ્રસિદ્ધ છે. મતમતાન્તરોને લીધે પ્રસિદ્ધ શ્રીપુરુષોત્તમ વિષે બીજા કોઈપણ પ્રકારની કલ્પના મનમાં ન આવે અને જો આવે તો તેની નિવૃત્તિને માટે મૂલમાં **कृष्णाय** પદ મૂકવામાં આવ્યું છે. "**अद्भुतकर्मणे**" તે જ પૂર્ણપુરુષોત્તમ પ્રભુ, સમ્પૂર્ણ જગત્‌નો ઉદ્ધાર કરવાને માટે પૂર્ણપણે પ્રકટ થાય છે, ત્યારે જ પુરુષોત્તમ કૃષ્ણ એવું અભિધાન કહેવાય છે. જગત્‌માં અવતરીને પણ સમ્પૂર્ણ સાધનોના અનધિકારી રહે, તો તેમનું અવતરવું શા કામનું? એટલા જ માટે ઉપર વિલિખિત વાક્ય તેમને માટે ચરિતાર્થ બને છે. જે વસ્તુ અસાધ્ય છે, તેને પણ ક્ષણવારમાં સાધ્ય બનાવી મૂકે છે. તેથી જ અદ્‌ભુત કર્મ કરનાર એવા શ્રીકૃષ્ણને નમસ્કાર છે. તેટલા માટે જ અદ્‌ભુત શબ્દનો પ્રયોગ કરેલો છે.

તેજ પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ પ્રભુ ભિન્ન ભિન્ન પ્રકારના રૂપો પણ ધારણ કરે છે, અને ભિન્ન ભિન્ન પ્રકારના નામોને પણ શોભાવે છે, આટલા બધાં રૂપો અને નામો શાથી થયાં? ઉપરના ચરણમાં "**अद्भुतकर्मणे**" એ પદ મૂક્યું છે તે અહીં પણ સાધારણતઃ ચરિતાર્થ બને છે, કારણ કે અદ્‌ભુત પ્રકારના કર્મો કર્યા, વિવિધ પ્રકારની લીલાઓ પણ કરી, તેથી તેમનાં રૂપ અને નામ જુદાં જુદાં પડ્યાં. તે પ્રભુ રૂપ અને નામની ભિન્નતાથી ક્રીડા કરે છે, રૂપ અને નામની ભિન્નતાથી જગત્‌રૂપ છે, તથા જેના ભેદથકી જગત્ સર્જાયું છે, જગત્‌માં સ્વતન્ત્ર બની ક્રીડા કરે છે, ક્રીડા કરવા છતાં પણ માયામાં લપટાતા નથી, એટલા માટે **यतः** પદનો પ્રયોગ કરે છે. એવા શ્રીકૃષ્ણ પ્રભુને નમન કરવામાં આવે છે. ઉપર્યુક્ત ભગવત્સ્વરૂપાત્મક અને લીલાત્મક સંક્ષેપનું જ્ઞાન થાય ત્યારે જ મુમુક્ષુ, મુક્તિને સાધન બનાવવા સમર્થ બને છે.

**सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः ।**
**भवान्तसम्भवा दैवात्तेषामर्थे निरूप्यते ॥ २ ॥**

**જે સત્ત્વગુણાશ્રિત ભગવદ્‌ભક્તો મુક્તિના અધિકારી છે અને પૂર્વજન્મોપાર્જિત કર્મસંયોગાનુકૂલે જેમનો છેલ્લો જ જન્મ છે, તેઓને માટે નિરૂપણ કરવામાં આવે છે.**

જેઓ સ્વભાવ અને પ્રકૃતિને અનુકૂલ કૃત્યો કરતાં પણ અધિક, વિહિત અને અલૌકિક કૃત્યો કરે છે, તે "**सात्त्विक**" કહેવાય છે. તેવા સાત્ત્વિક મનુષ્યોમાં પણ અહર્નિશ ભગવાન્‌ની સેવા કરવામાં તત્પર હોય તે જ અધિકારી છે. અને તેવા ભગવદ્‌ભક્તોમાં પણ ભક્તિથી કોઈ ફલની ઇચ્છા રાખતો ન હોય, તે જ મુક્તિનો અધિકારી છે. તેવા નિઃસ્પૃહી ભગવદ્‌ભક્તોમાં પણ ઈશ્વરની ઇચ્છાથી જેઓનો આ છેલ્લો જન્મ છે, તેવા ભગવદ્‌ભક્તોનો જન્મ નિરર્થક ન થાય, તેમના શરીરનો યોગ્ય વિનિયોગ થાય, કોઈપણ મતમતાન્તરો તેમને પ્રતિબન્ધ ન કરતાં મુક્તિ સાધ્ય કરે, તેટલા માટે આ ગ્રન્થ રચવામાં આવે છે.

**भगवच्छास्त्रमाज्ञाय विचार्य च पुनः पुनः ।**
**यदुक्तं हरिणापश्चात्सन्देह विनिवृत्तये ॥ ३ ॥**

**સમ્પૂર્ણ ભગવચ્છાસ્ત્રને જાણી લીધા બાદ અને વારંવાર મનન કરીને બધા સંદેહોની નિવૃત્તિને માટે ભગવાન્ હરિએ જે વચનામૃતો કહેલાં છે, તે પણ જાણીને–વિચારીને આ ગ્રન્થ કર્યો છે.**

"**भगवच्छास्त्र**" કહેવાથી ભાગવત, ગીતા, પઞ્ચરાત્ર વિગેરેનો સમાવેશ થાય છે. માટે આટલા ગ્રન્થોનો વિચાર કર્યા શિવાય પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. અને તે બધું જ્ઞાન ભગવાનની કૃપા વિના થતું નથી. સાધારણ રીતે જ્ઞાન થયું હોય, તે પ્રમાણભૂત મનાતું નથી, માટે સર્વશઃ જાણ્યા બાદ પણ તેના ઉપર મનન કરવું આવશ્યક છે. સેંકડો વખત બુદ્ધિનું ઘર્ષણ કરીને નિશ્ચય કર્યો હોય તો પણ તે કદાચિત્ અપ્રમાણ બનવાનો સમ્ભવ રહે છે. એટલા માટે જ **यदुक्तम्** એ પ્રયોગ કરેલો છે. દરેક સંકટોમાંથી બચાવનાર તથા પુરુષોત્તમ ક્ષેત્રમાં રહેલા શ્રીભગવાને, દરેક મોહક શાસ્ત્રોની ઉત્પત્તિ કર્યા બાદ જે "નિર્ધારકથન" કથ્યું છે, તે જાણીને (આગળ કહેવામાં આવશે રીતે આ ગ્રન્થની રચના કરી છે.)

**एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।**
**मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥ ४ ॥**

**દેવકી પુત્ર શ્રીકૃષ્ણ ભગવાને જે ગાન કર્યું છે, તે જ (ગીતા) એક શાસ્ત્ર છે, અને તે જ પ્રભુ એક દેવ છે, અને તેમનાં જુદાં જુદાં નામો તે જ એક સર્વોત્તમ મન્ત્ર છે. અને તે જ દેવની સેવા એક સર્વોત્તમ કર્મ છે.**

"શ્રીકૃષ્ણ ભગવાનને કરેલું ગાન" એ જ ગીતા છે. અને ગીતામાં પણ જે વચનામૃતો ભગવાનનાં છે, તે જ ભગવચ્છાસ્ત્ર છે. વેદના અર્થનો નિર્ણય ગીતામાં જણાવેલા પ્રમેયનેજ અનુકૂલ કરવો. તે શાસ્ત્ર અને વેદના મૂલભૂત ભગવાન્ શ્રીકૃષ્ણ હોવાથી તે જ એક સર્વોત્તમ દેવ છે. દરેક સમયમાં પ્રભુનું સ્મરણ રહે, તેમાં સાધનરૂપે તેમના નામો છે તે જ મન્ત્ર છે, એમ જાણીને સેવા કરવી. શ્રીકૃષ્ણને મનુષ્ય તરીકે ન માનતાં દેવ તરીકે જ માનવા. અને દેવ છે તેમ જાણીને જ સેવા કરવી. શાસ્ત્રો દ્વારા પ્રભુનું જ્ઞાન થયા બાદ મન, વાણી અને દેહવડે પ્રભુને સેવવા એ કર્ત્તવ્ય છે. અહીં આખ્યાયિકા પરમ્પરાથી જાણી લેવી.

**इत्याकलय्य सततं शास्त्रार्थः सर्वनिर्णयः ।**
**श्रीभागवतरूपं च त्रयं वच्मि यथामति ॥ ५ ॥**

**આ પ્રમાણે નિરન્તર મનન કરીને, શાસ્ત્રાર્થ, સર્વનિર્ણય અને શ્રીભાગવતરૂપ એ ત્રણે પ્રકરણોનું નિરૂપણ કરૂં છું.**

નિરન્તર બીજા જ્ઞાનોનો અનુભવ લીધાવગર આ જ્ઞાનને પ્રાપ્ત કરીને, લોકોને સ્પષ્ટ-પણે સમજવી શકાય, તેવા હેતુથી, આ તત્ત્વદીપ નિબન્ધમાં ત્રણ પ્રકરણો રચું છું. "શાસ્ત્રાર્થ-પ્રકરણ" એટલે "ગીતાર્થપ્રકરણ" દરેક જ્ઞાનાદિનો નિર્ણય એ જ **सर्वनिर्णय**. એ નિર્ણય બીજા **सर्वनिर्णय** નામના પ્રકરણમાં આવે છે. એ બીજું પ્રકરણ અસમ્ભાવના અને વિપરીત ભાવનાની નિવૃત્તિને માટે છે. શાસ્ત્રાર્થપ્રકરણ સંક્ષેપમાં હોવાથી તેના વિસ્તારને માટે **भागवतार्थ-प्रकरण** એ ત્રીજું પ્રકરણ છે. આ પ્રકરણમાં ભાગવતનો સમ્પૂર્ણ પ્રકાશ કરવામાં આવશે. વચ્ચે **च** શબ્દ એટલા માટે મૂકેલો છે કે, બંને મીમાંસા ઉપરના ભાષ્ય, પ્રકરણો અને ભાગવતટીકા એ ગ્રન્થોનો પણ સંગ્રહ કરવાનો છે. આ ત્રણે પ્રકરણો ઉપદેશન્યાયવડે હું કહું છું.

वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्गं भागवते तथा ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥
त्रितये त्रितयं वाच्यं क्रमेणैव मयाऽत्र हि ॥ ६ ॥

**ઉપનિષદોમાં ઈશ્વરને "ब्रह्म" શબ્દથી ઓળખવામાં આવે છે. સ્મૃતિઓમાં ઈશ્વરને પરમાત્મા કહેલા છે અને ભાગવતમાં ભગવાન્ કહેલા છે. હું પણ આ ત્રણે પ્રકરણોમાં અનુક્રમે ત્રણે નામો વાપરીશ.**

ઉપર લખેલ દોઢ શ્લોકથી પરિભાષાનો નિર્ણય કરવામાં આવે છે. શાસ્ત્રવડે જાણેલ વસ્તુનું જ્ઞાન થાય તેને માટે ब्रह्म વગેરે શબ્દો વાપરવામાં આવે છે. સર્વોત્તમ વસ્તુ જણાવવાને માટે હું પણ તે તે પ્રકરણોમાં તે તે નામ વાપરીશ. નામો ભિન્ન છે. અર્થ તો એક જ છે.

वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ ७ ॥

**વેદો, ગીતામાં ઉચ્ચારેલાં શ્રીકૃષ્ણના વચનામૃતો, વ્યાસસૂત્રો અને વ્યાસજીની સમાધિભાષા એ ચાર પ્રમાણ છે.**

આ તત્ત્વદીપનિબન્ધમાં પ્રથમ પરિભાષાનો નિર્ણય કરીને આ શ્લોકથી પ્રમાણ કહેવામાં આવે છે. અલૌકિક જ્ઞાપક અને સ્વતઃસિદ્ધ વેદ જ પ્રમાણ છે. શ્રીકૃષ્ણના વચનામૃતો પણ વેદરૂપ જ છે. વ્યાસસૂત્રોની સાથે જૈમિનિસૂત્રો સમજવા માટે મૂલમાં च શબ્દ લખેલો છે. અને एव શબ્દ તે બતાવે છે કે, જેટલે દરજ્જે વ્યાસસૂત્રોથી જૈમિનિસૂત્રો વિરોધી ન હોય, તેટલે દરજ્જે તે સૂત્રોનો અંગીકાર કરવામાં આવે છે. જે ભાષા લૌકિકરીતિનું વર્ણન કરતી નથી, તે જ સમાધિભાષા કહેવાય છે. અને વ્યાસજીની સમાધિભાષા તે જ ભાગવત છે. શ્રીમદ્‌ભાગવતમાં "अथोषस्युपवृत्तायाम्" પ્રભાત થવા આવ્યું હતું, આ શ્લોક લૌકિક રીતિ બતાવે છે. તેથી તે પ્રમાણભૂત નથી. જે સમાધિમાં અનુભવ કરી નિરૂપણ કરેલું તે સમાધિભાષા છે. જેમ કે–"श्रुतं द्वैपायनमुखात्" દ્વૈપાયનના મુખથી સાંભળેલું, આ વાક્ય પરમત કહેવાય છે. સમાધિભાષાને અનુસરતી લૌકિક અને પરમત ભાષા હોય તો તે પ્રમાણ છે અને તેથી વિરુદ્ધ હોય તે અપ્રમાણ છે. ઉપર બતાવેલાં ચારે પ્રમાણ જ્યારે એકવાક્યતાને પામે, ત્યારે યથાર્થજ્ઞાન પ્રાપ્ત થાય છે.

उत्तरं पूर्वसन्देहवारकं परिकीर्तितम् ।
अविरुद्धं तु यत्त्वस्य प्रमाणं तच्च नान्यथा ॥
एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथञ्चन ॥ ८ ॥

**પૂર્વ પ્રમાણના સન્દેહની નિવૃત્તિ કરનાર ઉત્તર પ્રમાણ છે. આ ચાર પ્રમાણોથી જે વિરુદ્ધ નથી, તે પ્રમાણ છે. અને આ ચારે પ્રમાણોથી જે વિરુદ્ધ હોય, તે કોઈપણ રીતે પ્રમાણ થઈ શકતું નથી.**

જો એક પ્રમાણથી જ પ્રયોજન સિદ્ધ થઈ શકે છે, તો ચાર પ્રમાણો જુદા જુદા કરવાની શી જરૂર છે? ઉત્તર એવો છે કે, કોઈપણ પ્રકારનો સંદેહ એક પ્રમાણથી દૂર ન થાય, તો

તેના પછીના પ્રમાણથી તે સંદેહને દૂર કરી શકે છે. જેમ કે શ્રુતિમાં કહ્યું છે કે, "**अपाणिपादो जवनो ग्रहीता**" પરમાત્માને હાથ તથા પગ નથી, છતાં પણ શીઘ્રગતિવાળા ને ગ્રહણ કરનારા છે. આ વાક્યમાં જરૂર સંદેહ થાય કે બ્રહ્મ કાં તો હાથ, પગ વગરનું જ છે અથવા તો પ્રાકૃત હાથ, પગનો નિષેધ છે. જ્યારે આવો સંદેહ થાય ત્યારે પ્રમાણાન્તર પણ સ્વીકારવું પડે અને તે પણ એ જ કે, ગીતાજીમાં ઉચ્ચારેલું છે–"**सर्वतः पाणिपादान्तम्**" બ્રહ્મ દરેક ઠેકાણે હાથ, પગવાળું છે. આ વાક્યથી સંદેહ જરૂર દૂર થાય છે અને તેથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મ એ પ્રાકૃત હાથ, પગ વગરનું જ છે. વળી પણ–"**नित्यः सर्वगतः स्थाणुः**" "**ममैवांशो जीवलोके**" વગેરે વાક્યોથી ઉત્પન્ન થતા સંદેહોનું નિવારણ "**उत्क्रान्ति गत्यागतीनाम्**" ઇત્યાદિ સૂત્રોવડે થાય છે. તેમ જ "**जन्माद्यस्य यतः**" ઇત્યાદિ સૂત્રોનો સંદેહ, અન્વય અને વ્યતિરેકવડે ભાગવતથી જ દૂર થાય છે. આ ચાર પ્રમાણથી જેટલે દરજ્જે મનુનાં વાક્યો સંવાદી હોય, તેટલે દરજ્જે તે મંદગામી પ્રમાણ છે. વિરોધી હોય તો તે પ્રમાણ નથી.

**अथवा सर्वरूपत्वान्नामलीलाविभेदतः ।**
**विरुद्धांशपरित्यागात्प्रमाणं सर्वमेव हि ॥ ९ ॥**

**અથવા નામલીલાના વિભેદને લીધે બ્રહ્મનું સર્વરૂપત્વ છે. એ કારણથી વિરુદ્ધ અંશના ત્યાગથી સર્વશાસ્ત્ર માત્ર પ્રમાણ છે.**

જ્યારે પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે સર્વે શાસ્ત્રો બ્રહ્મરૂપ ભાસે છે. તે વખતે તે શાસ્ત્રો પ્રમાણ છે. કારણ કે તે બધાં ભગવદ્વાચક દેખાય છે. પણ જ્યાં સુધી પૂર્ણ જ્ઞાનોદય ન થયો હોય, ત્યાં સુધી ઉપર કહેલાં ચાર પ્રમાણ માનવાં. પૂર્ણજ્ઞાન થયા બાદ વાણી માત્ર પ્રમાણ છે. કેમકે તે વખતે શબ્દનો અર્થ ભગવદ્રૂપ ભાસે છે. જેવી રીતે આ વિશ્વમાં સંસારીને રૂપ જુદાં જુદાં દેખાય છે, પણ જ્ઞાનીજનને ભગવદ્રૂપ લાગે છે. તેમ જ નામલીલામાં જે ભેદ છે, તે સંસારીને જ ભાસે છે. પૂર્ણજ્ઞાનવાળાને તો ભગવાનના અલૌકિક પ્રકારના સામર્થ્યથી અથવા ભગવાનના સર્વરૂપત્વવડે અવિરોધ ભાસે છે. એ રીતે વિરુદ્ધાંશનો પ્રકાર બે રીતે કહેલો છે. માટે જ્ઞાનીને અવિરોધ ભાસે છે, તે યુક્ત જ છે.

**द्वापरादौ तु धर्मस्य द्विपरत्वाद्द्वयं प्रमा ।**
**विरुद्धवचनानां च निर्णयानां तथैव च ॥ १० ॥**

**દ્વાપરના આદિ ભાગમાં ધર્મના બે પ્રકાર હતા, એક તો શ્રૌત અને બીજો સ્માર્ત. તે પરસ્પર વિરુદ્ધ વચનોના મધ્યે બન્ને પ્રકારનાં વચનો પ્રમાણ છે, તેમ નિર્ણયો પણ પ્રમાણ છે.**

વિરૂદ્ધ વચનોનો અવિરોધ જણાવવા માટે સ્મૃતિનું દૃષ્ટાન્ત કહે છે. જેમ સ્મૃતિમાં પરસ્પર વિરુદ્ધ વચનો સ્મૃતિઓના વ્યાખ્યાનકારોએ અવિરોધ પ્રકારથી નિર્ણય કરેલો છે, તેમ જ પરસ્પર વિરુદ્ધ નિર્ણયોનો પણ વૈષ્ણવ સ્માર્તાદિ ભેદવડે અવિરોધ સમજવો.

**यज्ञरूपो हरिः पूर्वकाण्डे ब्रह्मतनुः परे ।**
**अवतारी हरिः कृष्णः श्रीभागवत ईर्यते ॥ ११ ॥**

**વેદના પૂર્વકાણ્ડમાં (કર્મકાણ્ડમાં) ક્રિયાશક્તિ વિશિષ્ટ યજ્ઞરૂપ હરિ છે અને જ્ઞાનકાણ્ડમાં જ્ઞાનશક્તિ વિશિષ્ટ બ્રહ્મરૂપ હરિ છે અને ક્રિયાથી**

**તથા જ્ઞાનથી વિશિષ્ટ અવતારી શ્રીહરિ કૃષ્ણનું શ્રીમદ્ભાગવતમાં નિરૂપણ કરાય છે.**

**यः सर्वज्ञः सर्वशक्तिः** એ શ્રુતિવાક્યથી એમ જણાય છે કે, ભગવાન્ જ્ઞાન અને ક્રિયાયુક્ત દરેક પ્રમાણના વિષય છે. જે વખતે ભગવાન્ ક્રિયામાં પ્રવેશ કરે છે, ત્યારે એ યજ્ઞાત્મા ક્રિયારૂપ પૂર્ણકાણ્ડનો વિષય છે એમ સમજવું. અને જ્યારે જ્ઞાનમાં પ્રવેશ કરે છે, ત્યારે જ્ઞાનાત્મા બ્રહ્મરૂપ ભગવાન્ ઉત્તરકાણ્ડનો વિષય છે એમ સમજવું. પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસામાં, સંહિતા અને બ્રાહ્મણ ભાગમાં એકે એક ધર્મનું વિશિષ્ટ રૂપ નિરૂપણ કરેલું છે અને ક્રિયા તથા જ્ઞાન ઉભયવિશિષ્ટ ભગવાનનું સ્પષ્ટપણું શ્રીમદ્ભાગવત તથા ગીતામાં કરેલું છે. આથી વિષય એક જ છે, છતાં કોટિ બે થાય છે. મૂલમાં **"तनु"** શબ્દ સાકાર બ્રહ્મનું પ્રતિપાદન કરવા વાપરેલો છે.

**सूर्यादिरूपधृग् ब्रह्मकाण्डे ज्ञानाङ्गमीर्यते ।**
**पुराणेष्वपि सर्वेषु तत्तद्रूपो हरिस्तथा ॥ १२ ॥**

**સૂર્ય વગેરેના રૂપો ધારણ કરનાર હરિ બ્રહ્મકાણ્ડમાં જ્ઞાનનું અંગ કહેવાય છે અને તે જ પ્રકારે દરેક પુરાણોમાં પણ જે જે નામો લખ્યાં છે, તે તે રૂપ હરિ છે.**

વેદ અને પુરાણોમાં જે જે દેવતાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે તે દેવતા જ્ઞાનના અઙ્ગભૂત છે. બ્રહ્મકાણ્ડમાં જ્ઞાનની સિદ્ધિને માટે તે તે દેવની ઉપાસનાનું વર્ણન નિરૂપણ કરવામાં આવ્યું છે. તે ઉપાસના પણ જ્ઞાનનું અઙ્ગ હોવાથી ભિન્નવાક્યતા થતી નથી અને તે જ્ઞાન ચિત્તની શુદ્ધિ દ્વારા જ થાય છે. એમ માયાવાદીઓનો મત છે. વસ્તુતઃ માહાત્મ્ય પ્રતિપાદનથી ભક્તિદ્વારા જ્ઞાન થાય છે. એટલે ભગવાનનું માહાત્મ્ય જાણવાથી ભક્તિ થાય છે અને ભક્તિ દ્વારા ભગવાન્ પ્રસન્ન થઈ જ્ઞાન આપે છે. પુરાણમાં કહેલા દુર્ગા, ગણપતિ આદિ દેવતા વિશિષ્ટ દેવતાનું અઙ્ગ છે અને તે તે રૂપ હરિ પોતે જ છે. સાધન અને ફલરૂપ એક જ હોવાથી દરેક પ્રમાણની એકવાક્યતા નિઃસન્દેહ સિદ્ધ થાય છે.

**भजनं सर्वरूपेषु फलसिद्ध्यै तथापि तु ।**
**आदिमूर्तिः कृष्ण एव सेव्यः सायुज्यकाम्यया ॥ १३ ॥**

**કોઈપણ પ્રકારની ફલસિદ્ધિની ઇચ્છા હોય તો, ભગવાનના દરેક રૂપોનું ભજન કરવું. પણ પરબ્રહ્મને વિષે સાયુજ્યની કામનાને માટે આદિમૂર્તિ કૃષ્ણ એ જ સેવવા લાયક છે.**

જ્ઞાનમાર્ગમાં વિષય અને ફલમાં કોઈપણ પ્રકારની વિશિષ્ટતા નથી, કેમકે દરેક રૂપોને પૂર્ણજ્ઞાનથી ઉપાસના કરી શકીએ છીએ. ભક્તિમાર્ગમાં તેવી રીતે નથી. કારણ કે ભગવાને જેમ જગત્ પોતાની લીલાને માટે કર્યું છે. તેમ પ્રાપ્તિને માટે ભક્તિમાર્ગ જુદો કર્યો છે. બીજાં બધાં રૂપ મૂળ રૂપની વિભૂતિ છે, એ વાત ગીતાજીના ૧૦ મા અધ્યાયથી સિદ્ધ થાય છે. વિભૂતિરૂપમાં સાધન અને ફલ નિયમથી કહેલાં છે. (અર્થાત્ વિભૂતિની ઉપાસનાથી ભગવાને જે જે વિભૂતિઓમાં જેટલું જેટલું સામર્થ્ય મૂકેલું છે, તે પ્રમાણે તે તે વિભૂતિઓ આપે

છે, પણ પૂર્ણ ફલદાન તો હરિનું પૂર્ણ રૂપ જ આપે છે. એ કારણથી પૂર્ણ ફલને માટે મૂલ રૂપનું જ ભજન કરવું ઇષ્ટ છે. બ્રહ્મને જાણનારા પુરુષો પરને–પુરુષોત્તમને પ્રાપ્ત કરે છે. આમાં મુખ્ય સાયુજ્યનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એ મુખ્ય સાયુજ્યને માટે આદિમૂર્તિ શ્રીકૃષ્ણનું બહાર ભજન કરવું આવશ્યક છે. હૃદયમાં સ્થાપન કરેલા બ્રહ્મને જાણવું એ જ્ઞાનમાર્ગનું સાધન છે અને બહિર્ભજન એ ભક્તિમાર્ગીય સાધન છે.

**निर्गुणा मुक्तिरस्माद्धि सगुणा साऽन्यसेवया ।**
**ज्ञानेऽपि सात्त्विकी मुक्तिर्जीवन्मुक्तिरथापि वा ॥**
**ज्ञानी चेद्भजते कृष्णं तस्मान्नास्त्यधिकः परः ॥ १४ ॥**

**આદિમૂર્તિ શ્રીકૃષ્ણની ઉપાસનાથી નિર્ગુણ મુક્તિ નિશ્ચય થાય છે અને બીજા દેવતાઓની સેવાથી સગુણ મુક્તિ થાય છે. જ્ઞાનવડે પણ સાત્ત્વિકી અથવા જીવન્મુક્તિ થાય છે અને તે પણ આજીવન સગુણ જ રહે છે. જ્ઞાની પુરુષ જો શ્રીકૃષ્ણની ઉપાસના કરે તો તેનાથી બીજો કોઈ અધિક નથી.**

નિર્ગુણ કૃષ્ણની સાથે સાયુજ્ય થવાથી નિર્ગુણ મુક્તિ થાય છે. અને સગુણ દેવતાઓની સાથે સાયુજ્ય થવાથી સગુણ મુક્તિ થાય છે. ભગવાન્ શિવાય બધા દેવતાઓ કાલપર્યન્ત સગુણ જ છે. કાલ પણ ગુણાનુરોધી હોવાથી પ્રાયઃ સગુણ જ છે. અક્ષર અને જ્ઞાનમાર્ગનું ઐક્ય હોવાથી, જ્ઞાન સત્ત્વગુણથી ઉદ્ભવે છે, તેથી જ્ઞાનમાર્ગ પણ સગુણ છે. એટલા માટે જ્ઞાની પુરુષો સંસારથી ભય પામી વૈરાગ્ય ગ્રહણ કરે છે. આ પ્રમાણે જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થયેલાનું જેમ સગુણત્વ છે, તેમ જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેને પણ સગુણત્વ છે. કારણ કે "**समासेनैव कौन्तेय**" એ વાક્યમાં જણાવે છે કે, બ્રહ્મભાવ થયા પછી ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે, પછી ગુણાતીતમાં પ્રવેશ થાય છે. જો ભક્તિ ન થાય તો કેવલ જીવન્મુક્ત સનકાદિકોની માફક સગુણ રહે છે. જ્ઞાન અને ભક્તિનો મુકાબલો કરવાને માટે ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે–"**सर्वभूतहितेरताः**" જે જ્ઞાનમાર્ગીઓ અક્ષરની ઉપાસના કરે છે, તે ભક્તિમાર્ગના ઉપદેશ દ્વારા સર્વ પ્રાણિમાત્રનું હિત કરે તો, નિર્ગુણ એવા મને પ્રાપ્ત થાય છે. જેઓ પહેલાં જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થઈ, તે નિષ્ઠા છોડી દેઈ, કૃષ્ણસેવાને માટે યત્ન કરે તો તે મહાન છે. જ્ઞાનમાર્ગનો વિષય અક્ષર નિર્ગુણ છે. તો પણ તે માર્ગ તો સગુણ જ છે. એ રીતે ભક્તિમાર્ગનો ઉત્કર્ષ છે. ક્રિયાશક્તિ અને ઇન્દ્રિયોનો જ્ઞાનમાર્ગમાં લય કરવાથી તેઓ ફળરહિત થાય છે. અતઃ, પ્રત્યેક મનુષ્યે શ્રીકૃષ્ણ જ સેવવા યોગ્ય છે.

**बुद्धावतारे त्वधुना हरौ तद्वशगाः सुराः ।**
**नानामतानि विप्रेषु भूत्वा कुर्वन्ति मोहनम् ॥**
**यथाकथञ्चित्कृष्णस्य भजनं वारयन्ति हि ॥ १५ ॥**

**હમણાં આ હરિના બુદ્ધાવતારમાં તો બધા દેવતાઓ તેમને આધીન હોવાથી બ્રાહ્મણોને વિષે અવતાર ધારણ કરી ઘણી પ્રકારના મતમતાન્તરો પ્રવર્તાવી મોહ ઉત્પન્ન કરે છે. કોઈપણ પ્રકારે શ્રીકૃષ્ણના ભજનને અટકાવે છે.**

ભક્તિમાર્ગ સર્વોત્તમ હોવા છતાં પણ લોકો તેમાં કેમ પ્રવૃત્ત થતાં નથી? સ્વભાવથી જ કલિકાળ સર્વોત્કૃષ્ટ છે. નાના સાધનોવડે પણ મોટા ફ્લને આપનારો નીવડે છે. એટલા માટે આસુરોને વ્યામોહ ઉત્પન્ન કરાવવા માટે ભગવાને બૌદ્ધાવતાર ગ્રહણ કર્યો અને દરેક પ્રમાણોના મૂલભૂત વેદને દૂષિત ઠરાવ્યો. ત્યારબાદ પુરાણાદિ માર્ગ દૂષિત કરવાને માટે તે ભગવાનને આધીન રહેલા દેવતાઓ પણ બ્રાહ્મણોની બુદ્ધિનો નાશ કરવાને બ્રાહ્મણોને વિષે જ અવતર્યા અને તેઓને મોહ ઉત્પન્ન કરાવવા માટે નાના પ્રકારના મતમતાન્તરો પ્રવર્તાવ્યાં. જેમકે— કણાદન્યાય અને માયાવાદાદિરૂપ વાક્ચાતુર્યયુક્ત ગ્રન્થો રચ્યા અને તે ગ્રન્થો દ્વારા પુરાણાદિ ગ્રન્થોને દૂષિત કર્યા. તે શાસ્ત્રોમાં મુક્તિરૂપ ફળ બતાવેલું હોવાથી તે મોહ ઉત્પન્ન કરનાર નથી એમ ન સમજવું. કારણ કે વૈદિક અને પુરાણમાર્ગ દૃશ્યમાન હોવા છતાં, અને તે જ માર્ગવડે તેઓ ઋષિત્વ અને દેવત્વને પ્રાપ્ત થયા છે; તોપણ જ્યારે તેઓએ વેદવિરુદ્ધ શાસ્ત્રો કરેલ છે, ત્યારે એમ જરૂર માનવું પડે કે, મુક્તિરૂપી ફળ બતાવીને તેઓએ મોહ ઉત્પન્ન કરવાને માટે જ એ શાસ્ત્રો રચેલાં છે. સિદ્ધ રાજમાર્ગ વેદમાર્ગ હયાત છતાં પણ તેમણે શબ્દોના અર્થને તાણીતુસીને અત્યન્ત ક્લેશથી શાસ્ત્રો કરેલાં છે. ત્યારે એમ સમજવું જોઈએ કે તેઓએ મોહ ઉત્પન્ન કરવાને માટે જ તે રચેલાં છે. આ કાર્યમાં ભગવાન્‌ની પણ સમ્મતિ હોય તેમ જણાય છે. એ વિષે વરાહપુરાણ અને બ્રહ્માણ્ડપુરાણમાં કહેલું છે કે—"**त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय, अतथ्यानि वितथ्यानि दर्शयस्व महाभुज, प्रकाशं कुरु चाऽऽत्मानमप्रकाशं च मां कुरु**" હે રુદ્ર! તમે મોહશાસ્ત્ર રચાવો, સત્યોને અસત્ય ઠરાવો, તમારા અહંકારનો પ્રકાશ કરો અને મારા સ્વરૂપોનો અપ્રકાશ કરો. આ પ્રમાણે વરાહ પુરાણમાં કહેલું છે. બ્રહ્માણ્ડપુરાણમાં—"**अमोहाय गुणा विष्णोराकारश्चिच्छरीरता निर्दोषत्वं तारतम्यं मुक्तानामपि चोच्यते, एतद्विरुद्धं यत्सर्वं तन्मोहायेति निश्चयः**' મોહની નિવૃત્તિને માટે વિષ્ણુના ગુણ અને વિષ્ણુનું આનન્દાકાર સ્વરૂપ છે અને મુક્તોનું પણ નિર્દોષત્વ અને તારતમ્ય છે. એથી જે વિરુદ્ધ છે, તે બધું મોહને માટે જ છે. "**त्वामाराध्य तथा शम्भो गृहीष्यामि वरं सदा, द्वापरादौ युगे भूत्वा कलयामानुषादिषु, स्वागमैः कल्पितैस्त्वं च जनान् मद्विमुखान् कुरु, मां च गोपय येन स्यात्सृष्टिरेषोत्तरोत्तरा**' હે શમ્ભુ! દ્વાપરાદિ યુગમાં કલાવડે પ્રકાશ થઈ તમારા થકી હું વરદાનને ગ્રહણ કરીશ. તમારા કલ્પિત શાસ્ત્રોથી મનુષ્યોને મારાથી વિમુખ કરો અને મને ગુપ્ત કરો કે જેથી ઉત્તરોત્તર સૃષ્ટિ થાય. આ પ્રમાણે પદ્મપુરાણમાં કહેલું છે. એ જ કારણથી કણાદાદિકે ગમે તે પ્રકારની યુક્તિથી શ્રીકૃષ્ણના ભજનનું વારણ કરેલું છે. એ કણાદાદિ અલૌકિકને જાણનારા હતા, તેથી શું કરવાથી મનુષ્યો ભગવદ્બહિર્મુખ થશે? એ જાણીને તેઓએ મોહક ગ્રન્થો રચ્યા છે.

**अयमेव महामोहो हीदमेव प्रतारणम् ।**
**यत्कृष्णं न भजेत्प्राज्ञः शास्त्राभ्यासपरः कृती ॥**
**तेषां कर्मवशानां हि भव एव फलिष्यति ॥ १६ ॥**

**કેટલાએક બુદ્ધિશાળી અને શાસ્ત્રાભ્યાસી લોકો સારા સારા પરાક્રમ કરવા છતાં પણ શ્રીકૃષ્ણને ભજતાં નથી. તેજ મહામોહની અને ઠગવાની વાત છે. આવા પુરૂષોને સર્વદા જન્મ મરણના ચક્રાવામાં આવ્યા શિવાય છૂટકો જ નથી.**

મનુષ્યો જો મોહથી અપકર્ષ થયેલા હોય તો સંસારમાં ભ્રાન્ત પુરૂષોની માફક પશુ-પુત્રાદિમાં અજ્ઞ શા માટે જણાતા નથી? આ શઙ્કાનું નિવારણ એવીરીતે છે કે, થોડા જ અર્થમાં મોહ થાય એવાં શાસ્ત્રો રૂદ્રાદિક દેવતાઓએ રચેલાં નથી. પણ મહા મોહને માટે એ શાસ્ત્રો રચેલાં છે. મહામોહ કોને કહેવાય? તે એ જ કહેવાય કે ક્રિયા તથા જ્ઞાનશક્તિ હોવા છતાં પણ શ્રીકૃષ્ણને ભજે નહિ, એ જ મહા પ્રતારણા કહેવાય. લોકો તેમને મહાપુરૂષો માની તેઓને વિષે ભજનનો અભાવ જોઈ પોતે પણ ભજન ન કરે, શાસ્ત્ર જાણતાં હોય, બુદ્ધિશાળી હોય, અને પ્રબળ જ્ઞાનશક્તિવાળા હોય, તેવાઓને મિથ્યાજ્ઞાનમાં પ્રીતિ થાય, એ મહામોહ વિના બનતું નથી. ક્રિયાશક્તિનું સામર્થ્ય છતાં ભજનથી વિમુખ રહેવું એ પ્રતારણા વિના સમ્ભવતું નથી.

આવીરીતે માયાવાદાદિક શાસ્ત્રો રચાવાથી ઘણા લોકો વિમુખ થયા, એમ કહેવામાં આવ્યું, તોપણ ભગવત્સેવકોએ કહેલા પ્રકારથી પ્રવૃત્ત થવાને લીધે સફલ થશે, એવી શઙ્કા દૂર કરવાને માટે લખે છે કે, કોઈ પણ શાસ્ત્રકારો બળાત્કારે કોઈને આસક્ત કરવા ઇચ્છતા નથી. તેમ જ આ મહાપુરૂષો પણ કોઇને બળાત્કારે પ્રવર્તાવતા નથી. પરન્તુ ખોટા અદૃષ્ટને આધીન થવાથી તેમણે કહેલા અર્થમાં શ્રદ્ધા થાય છે. જો એમ ન હોય તો સર્વસમ્મત વેદનો ત્યાગ કરીને તેમ શા માટે પ્રવૃત્ત થાય? માટે પ્રારબ્ધ વશ થકી તેમાં પ્રવૃત્ત થઈ આવા લોકો પ્રલય પર્યંત દુઃખાત્મક સંસારને જ પામે છે. ભગવદ્વિરુદ્ધ આચરણ કરવાથી નરકમાં પાત થાય છે.

ज्ञाननिष्ठा तदा ज्ञेया सर्वज्ञो हि यदा भवेत् ।
कर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति ॥
भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति ॥ १७ ॥
निष्ठाभावे फलं तस्मान्नास्त्येवेति विनिश्चयः ।
निष्ठा च साधनैरेव न मनोरथ वार्तया ॥ १८ ॥

**જ્ઞાનનિષ્ઠા થઇ એમ ક્યારે જાણવું? જ્યારે સર્વજ્ઞ થઇએ ત્યારે. કર્મ-નિષ્ઠા ક્યારે થઇ જાણવું? જ્યારે ચિત્ત પ્રસન્ન રહે ત્યારે. ભક્તિનિષ્ઠા ક્યારે સમજવી? કે, જ્યારે શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય ત્યારે.**

**કોઇ પણ નિષ્ઠા થયા શિવાય કોઇ પણ પ્રકારનું ફળ મળતું નથી. અને કશી વસ્તુમાં નિષ્ઠા વાતો કરવાથી અથવા તરંગોથી થતી નથી, પણ સાધનો દ્વારા થાય છે.**

માયાવાદાદિ શાસ્ત્રો જ્ઞાનપ્રતિપાદક છે. કોઈ ઠેકાણે ચિત્તશુદ્ધિને માટે કર્મ અને ભક્તિનું પણ પ્રતિપાદન કરે છે. તો તે શાસ્ત્રો મોહ કરનારાં છે. એમ કેમ કહી શકાય? આવી શઙ્કાઓ દૂર કરવાને માટે કહેવામાં આવે છે કે, "**तत्वमसि**" ઇત્યાદિ વાક્યોથી અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ અજ્ઞાનીઓને મોહ કરવાને માટે તે શાસ્ત્રોમાં કહેલું છે, પણ તે જ્ઞાન નથી, કારણ કે જ્ઞાન થયું હોય તો સર્વજ્ઞતા પ્રાપ્ત થાય. "**यस्मिन् विदिते सर्वमिदं विदितम्**" એ શ્રુતિથી જણાય છે કે, બ્રહ્મને જાણવાથી આ નામરૂપાત્મક બધું જગત્ જાણવામાં આવે છે. અપરોક્ષ જ્ઞાન થવાથી અલૌકિક તેજની પ્રાપ્તિ થાય છે, પણ

તત્ત્વમસ્યાદિ વાક્યના ઉપદેશ માત્રથી સર્વજ્ઞપણાની કે અલૌકિક તેજની પ્રાપ્તિ થાય છે, પણ તત્ત્વમસ્યાદિ વાક્યના ઉપદેશ માત્રથી સર્વજ્ઞપણાની કે અલૌકિક તેજની પ્રાપ્તિ થતી નથી, તેથી તે ઉપદેશથી અપરોક્ષ જ્ઞાન થતું નથી એ સ્પષ્ટ છે. શાસ્ત્રોક્ત રીતિથી કર્મો પણ ફલ આપતાં નથી. કારણ કે "**यज्ञ**" ધાતુ ભગવત્પૂજાર્થક છે. એટલે માયાવાદાદિ શાસ્ત્રોમાં યજન અથવા યજ્ઞોને અજ્ઞાન કલ્પિત કહેલાં છે. અને તેથી યજ્ઞોની ભાવના પણ અનિત્ય અને મિથ્યા ઠરે છે. શ્રુતિમાં કહેલા પ્રકારથી પદાર્થજ્ઞાનનો તેમાં નિરાસ કરેલો છે. એટલે શ્રુતિમાં યજ્ઞનાં સાધન અને યજ્ઞને બ્રહ્મરૂપ કહેલાં છે. તેને તે શાસ્ત્રમાં અજ્ઞાનકલ્પિત કહેલાં છે. હેતુથી યજ્ઞાદિ કરવાથી વધારે તૃષ્ણાવાળા થવાય છે, પણ ચિત્તની પ્રસન્નતા થતી નથી. ભક્તિમાર્ગ જ્ઞાનાઙ્ગ હોવાથી શાસ્ત્રો પણ તેનો ઉપદેશ કરે છે. અને જ્ઞાન પ્રાપ્ત થતાં સુધી જ ભક્તિ કરવી, એમ કહે છે. જેની ભક્તિ કરવાની છે. તે ભગવાન્‌ને તે શાસ્ત્રોમાં ભાવનાથી કલ્પિત થયેલા કહે છે. વળી ભગવાન્‌ને માટે ભગવાન્‌ની સેવા કહેલી નથી, માટે ભગવાન્ તેથી પ્રસન્ન થતા નથી, જો તે શાસ્ત્રમાં ખરી ભક્તિનો ઉપદેશ હોય તો તે ભક્તિથી ભગવાન્ પ્રસન્ન થાય. પણ તે શાસ્ત્રમાં કહેલા પ્રકાર વ્યર્થ છે. અને તેમાં જ્ઞાન કે ભક્તિ નથી. તેમ કર્મ પણ નથી. પણ માત્ર આભાસ છે. કદાચ મૂલફલ પ્રાપ્ત ન થાય, તો ગૌણ ફલ તો પ્રાપ્ત થશે? આ શઙ્કાનું સમાધાન એવું છે, કે પૂર્ણ સ્થિતિ વગર જ્ઞાન, કર્મ કે ભક્તિનું ફલ થતું નથી. જેમ નદી તરવાને માટે પ્રવૃત્ત થયેલા પુરૂષને સામા કિનારાથી માત્ર એક હાથ છેટેના જળમાં ડુબવાથી પરગમનનું ફલ પ્રાપ્ત થતું નથી, તેવી રીતે તેવા આભાસથી જ્ઞાનનું ફલ સર્વજ્ઞતા, કર્મનું ફલ ચિત્તની પ્રસન્નતા, અને ભક્તિનું ફલ ભગવાન્‌ની પ્રસન્નતા સમ્પાદન કરવાનો પ્રસઙ્ગ નથી. કોઈક વખત એવી શઙ્કા ઉદ્ભવે કે, આગળ ઉપર નિષ્ઠા થશે? તો ખુલાસો એટલો જ છે કે, ઉપર કહેલી નિષ્ઠાઓ વેદમાં કહેલા સાધનથી જ થાય છે. પણ પ્રતિષ્ઠાને માટે વ્યાખ્યાન કરવાથી, કે મનના તરંગોથી થતી નથી. અનુષ્ઠાનો કર્યાથી ફલ પણ ક્યારે પ્રાપ્ત થાય? જ્યારે શાસ્ત્ર પદ્ધતિથી કાર્યારમ્ભ થયો હોય ત્યારે. અન્યથા આરમ્ભાભાસ કહેવાય છે. ગીતામાં પણ કહ્યું છે કે–પૂર્વાભ્યાસનું ફલ જન્માન્તરે પણ મલવાનો સમ્ભવ નથી. કારણ કે યથોક્ત સાધન સહિત માર્ગફલ આપનારા થાય છે. નહિ તો પ્રકરણના ભેદોવડે જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણેનું પ્રતિપાદન ઘટે નહિ, કારણ કે એ ત્રણેના અધિકારી જુદા જુદા છે.

**स्वाधिकारानुसारेण मार्गस्त्रेधा फलाय हि ।**
**अधुना ह्यधिकारस्तु सर्व एव गताः कलौ ॥**
**कृष्णश्चेत् सेव्यते भक्त्या कलिस्तस्य फलाय हि ॥ १९ ॥**

**દરેક મનુષ્યોને પોતાના અધિકાર પ્રમાણે ત્રણ પ્રકારના માર્ગો ફલ આપનારા થાય છે. પણ આ કલિયુગમાં દરેક અધિકારો જતા રહેલા હોવાથી શ્રીકૃષ્ણની સેવા કરવામાં આવે તો કલિયુગ જરૂર ફલ આપનારો બને છે.**

જ્ઞાનના અધિકારી એ ગણાય છે કે, જેને વૈરાગ્ય હોય. વળી જે કામનાવાળા છે, તેઓને કર્મને વિષે વૈરાગ્ય નથી. તેમને કર્મોને વિષે અધિકાર છે. કોઈ પણ પ્રકારે વૈરાગ્ય અથવા આસક્તિ નથી, અને ભગવત્કથામાં શ્રદ્ધા છે. તેઓને ભક્તિયોગ સિદ્ધિ આપે છે; અને

તેથી તેઓ ભક્તિમાર્ગના અધિકારી છે. આ અધિકારોનું પણ સાધન શિવાય સમ્પાદન થતું નથી. આ કલિયુગમાં તો સાધન તથા સમ્પત્તિ નહિ રહેવાથી દરેક અધિકારો શક્તિને પામ્યા છે. તો પછી ભક્તિમાર્ગને વિષે પણ તેમ જ કેમ ન હોય? તેટલા માટે કહે છે કે, ભગવાન્ શ્રીકૃષ્ણ દરેકની મુક્તિને માટે અવતરેલા છે. તેથી અધિકારના અભાવે પણ પ્રમેય બળથી ફલ થશે, પણ સેવાને વિષે સ્થિતિ થવી દુર્લભ છે. આ સેવા ભક્તિથી કરવાની છે. વિહિતસાધનથી કરવાની નથી, કારણ કે વિહિતસાધનને કાળ બાધક છે અને ભક્તિમાં કાળ અનુકૂલ છે.

**सर्वेषां वेदवाक्यानां भगवद्वचसामपि ।**
**श्रौतोऽर्थो ह्ययमेव स्यादन्यः कल्प्यो मतान्तरैः ॥ २० ॥**

વેદ, ગીતા, અને શ્રુતિનો મુખ્ય અર્થ તો ઉપર ૧૭ થી ૧૯ શ્લોક સુધી કહી ગયાં તે જ છે. બાકી બીજા અર્થો તો મતાન્તરોથી કલ્પિત છે.

હવે દરેક પ્રમાણોની એકવાક્યતા કહેવામાં આવે છે. દરેક પ્રમાણોની એકવાક્યતા કરી શબ્દના વાચ્યાર્થથી આ સઙ્ક્ષેપથી કહેલો અર્થ સિદ્ધ થાય છે. બીજા અર્થ મતાન્તરને અનુસાર સ્વબુદ્ધિ કલ્પિત છે, પણ તે શબ્દોનો ખરો અર્થ બતાવતા નથી.

**कृष्णवाक्यानुसारेण शास्त्रार्थं ये वदन्ति हि ।**
**ते हि भागवताः प्रोक्ताः शुद्धास्ते ब्रह्मवादिनः ॥ २१ ॥**

**ગીતાજીમાં ઉચ્ચારેલા શ્રીકૃષ્ણ ભગવાનના વાક્યોને અનુસરી જેઓ વેદનો અર્થ કહે છે, તેઓ જ શુદ્ધ, બ્રહ્મવાદી, અને ભગવદ્ભક્તો છે.**

વીશમા શ્લોકમાં વેદ અને ભગવદ્વાક્ય બન્ને કહેવામાં આવ્યાં છે. જો એકલા વેદથી જ શાસ્ત્રાર્થ સિદ્ધ થતો હોય, તો પ્રમાણાન્તરની આવશ્યકતા નથી. આવીરીતે જો કહેવામાં આવે તો, ઉત્તર એ છે કે, જો વેદાર્થમાં જ્યારે સન્દેહ થાય, ત્યારે તે ભગવદ્વાક્યથી દૂર કરી શકાય છે. આવીરીતે શ્રીકૃષ્ણના વચનાનુસારે નિઃસન્દિગ્ધ વેદાર્થવક્તાઓ ભાગવત એટલે ભગવદ્ભક્તો છે. અને તેઓ યથોક્ત કર્મના જ્ઞાનથી શુદ્ધ કર્મ કરનારા, અને વેદમાં કહેલા બ્રહ્મસ્વરૂપનો સ્વીકાર કરવાથી તેઓ જ જ્ઞાની અથવા શુદ્ધ બ્રહ્મવાદી છે, એમ જાણવું.

**एतन्मतमविज्ञाय सात्त्विका अपि वै हरिम् ।**
**मतान्तरैर्न सेवन्ते तदर्थं ह्येष उद्यमः ॥ २२ ॥**

**આ મતને પણ ન જાણવાથી સાત્ત્વિકપુરુષો પણ મતાન્તરમાં ગુંચાઇને ભગવાન્‌ને સેવતા નથી, એ પ્રમાણે ન થાય તેટલા માટે મારો આ પ્રયાસ છે.**

કોઈ એવીરીતે પ્રશ્ન કરે કે, વેદ અને ગીતા તો આરમ્ભથી જ વિદ્યમાન છે, તો આ ગ્રન્થ રચવાનું પ્રયોજન શું? પ્રત્યુત્તર એજ છે કે, સાત્ત્વિક પુરૂષો ભગવદ્ભક્તિમાં મુખ્ય અધિકારી છે, બીજાં મોહક શાસ્ત્રોનું જ્ઞાન જ તેમને ભજનમાં નડતરરૂપ થાય છે. પણ તેમનો સ્વભાવ તો ભજનમાં જ પ્રવૃત્ત હોય છે. તેથી સિદ્ધાન્તથી મતાન્તરનું નિરાકરણ કરીને તેમની ભજનમાં પ્રવૃત્તિ કરાવવાને માટે આ ગ્રન્થ રચવાનો આશય છે.

**प्रपञ्चो भगवत्कार्यस्तद्रूपो माययाऽभवत् ।**
**तच्छक्त्याऽविद्यया त्वस्य जीवसंसार उच्यते ॥ २३ ॥**

**પ્રપઞ્ચ–જગત્ ભગવત્કાર્ય છે. પ્રભુ માયા વડે જગદ્રૂપ બન્યા, પ્રભુની અવિદ્યાશક્તિવડે જીવને સંસાર પ્રાપ્ત થાય—અહંતા મમતાવાળો જીવ બને.**

નિજ પ્રવૃત્તિનું ઉપપાદન કરી બાધક શાસ્ત્રોની નિવૃત્તિને માટે શાસ્ત્રનો આરમ્ભ કરે છે. કોઈક સિદ્ધાન્તી પ્રપઞ્ચને મિથ્યા કહીને શુદ્ધ ભજનનું વારણ કહે છે. ત્યારે બીજા જીવને વ્યાપક કહીને. એટલા માટે જગતનું મિથ્યાત્વ અને જીવનું વ્યાપકત્વ એ બન્નેનું નિવારણ કરવા માટે જીવ અને જડનાં સ્વરૂપનું પ્રતિપાદન કરવું આવશ્યક છે. આ પ્રપઞ્ચ પ્રકૃતિજન્ય નથી, પરમાણુજન્ય પણ નથી, વિવર્ત પણ નથી, અદૃષ્ટદ્વારા ઉત્પન્ન પણ થયો નથી, અસત્‌ની સત્તારૂપે પણ નથી, પણ ભગવત્કાર્ય હોઈ પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણની કૃતિથીજ સાધ્ય છે. કાર્યરૂપ હોવા છતાં પણ તે ભગવદ્રૂપ જ છે. જો તેમ ન હોય તો અસત્‌ની સત્તા થાય. અસત્‌ની સત્તા હવે પછી આવનારા વૈનાશિકપ્રક્રિયાના નિરાકરણમાં નિરાકૃત થશે. આ જ સિદ્ધાન્ત વૈદિક છે. વૈષ્ણવોને સાધન માટે વિશેષમાં એમ પણ કહેવાનું છે કે, પ્રભુ માયાશક્તિવડે જગદ્રૂપ થયા. માયા, પ્રભુનિ સર્વરૂપે થવાના સામર્થ્યવાળી એક શક્તિ છે. કે જે પ્રભુના સ્વરૂપમાં રહે છે. જેમ પુરૂષનું કર્મ કરવામાં સામર્થ્ય છે, તેમ માયા શક્તિ સર્વ રૂપે થવામાં સામર્થ્યવાળી છે. તેથી નિજ સામર્થ્યવડે અન્યને ઉપજીવન રૂપથી સ્વાત્મરૂપ પ્રપઞ્ચ પ્રભુએ કર્યો. એમ સાબીત થાય છે. અહીં કેટલાક લોકો સંસાર અને પ્રપઞ્ચનો ભેદ જાણતા ન હોવાથી મોહ પામે છે. તે મોહ દૂર કરવા માટે સંસારને પ્રપઞ્ચનો ભેદ જણાવવા અવિદ્યા શક્તિનું વર્ણન છે. અવિદ્યા પણ પ્રભુની એક શક્તિ છે કે, જેની ગણના પ્રભુની મુખ્ય બાર શક્તિઓમાં છે. "**श्रिया पुष्टया गिरा कान्त्या**" ઇત્યાદિ વાક્યમાં તે ગણાવી છે. "**स वै नैव रेमे**" ઇત્યાદિ વાક્યમાં રમણને માટે જ પ્રપઞ્ચરૂપે પ્રભુનો આવિર્ભાવ કહ્યો છે. વિચિત્રતા વિના રમણ સમ્ભવી શકે નહિ, તેથી પ્રભુની આ અવિદ્યા શક્તિવડે જીવનો સંસાર કહેવાય છે. નહિ કે ઉત્પન્ન થાય છે. કારણ કે સંસાર અભિમાનરૂપે છે. તેથી જ અસદ્રૂપે જ તેની ગણના છે. અજ્ઞાન, ભ્રમ, અસત્, ઇત્યાદિ શબ્દો અહંતા મમતા રૂપ સંસારમાં જ પ્રવર્તે છે, નહિ કે પ્રપઞ્ચમાં. પ્રપઞ્ચ બ્રહ્માત્મ છે. આથી એમ સાબીત થાય છે, કે, વાસ્તવિકરીતે રમણને માટે પ્રપઞ્ચરૂપે પ્રભુનો આવિર્ભાવ હોવાથી, પ્રભુ, તદન્તઃપાતિ પુરુષરુપે તત્કૃત સાધનરૂપે અને તત્ફલરૂપે આવિર્ભાવ પામી ક્રીડા કરે છે. તેથી હું આ કર્મનો કર્તા છું, આ કર્મથી ઉત્પન્ન થનારૂં ફલ મારૂં છે, હું એનો ભોક્તા છું એ પ્રકારનાં જ્ઞાન, પોતે, પોતાની ક્રિયા, તેના ફલ એ સર્વ જ બ્રહ્મરૂપ નથી એવું જ્ઞાન થતાં, બ્રહ્મરૂપે છે એમ માનવું. તેથી અહંતા મમતાત્મક સંસાર અવિદ્યાવડે કરાય છે, તત્ત્વજ્ઞાન થતાં નિવૃત્તિ પામે છે. પ્રપઞ્ચ બ્રહ્માત્મક હોવાથી નિવૃત્તિ પામતો નથી.

પ્રપઞ્ચ–ઘટાદિપદાર્થ–નો મુદ્ગરાદિવડે તિરોભાવ થાય તેમ તત્ત્વજ્ઞાનાત્મકજ્ઞાનથી સંસારનો તિરોભાવ થાય એમ પણ કહી શકાય? અવિદ્યાને હેતુ માની સંસારને અસત્ય કહેવાની

જરૂર નથી. કારણ તે પણ સંસારમધ્યપાતી હોવાથી બ્રહ્માત્મક કેમ ન હોય ? સંસારને નિત્યતા પ્રાપ્ત થતાં મુક્તિનો ઉચ્છેદ થશે એવી શંકાને પણ અહિં સ્થાન નથી. જે સમયે જે પુરૂષમાં સંસાર રૂપે આવિર્ભાવ થાય તે સમયે તે પુરૂષનું સંસારિત્વ કહેવાય, મુક્તિરૂપે આવિર્ભાવ થાય તો મુક્તત્વ પણ કહેવાય. જેમ કાચો ઘડો શ્યામ હોય અને પકવ્યા પછી તેજ રાતો હોય અને તે તે રીતે તેનો વ્યવહાર પણ થાય, કારણ કે તે તે રૂપનો આવિર્ભાવ થાય છે. તેમ અહિં પણ માની લેવું. અવિદ્યાથી બન્ધન થાય છે. એમ શ્રુતિમાં પ્રસિદ્ધ હોવાથી ઉપર મુજબ કહી શકાય નહિ, એમ પણ નથી, કારણ કે તેમ માનતાં દણ્ડ ઘટાદિમાં પણ તેમ જ માનવું પડે. એ રીતે શુદ્ધ બ્રહ્મવાદ સત્કાર્યવાદના મતમાં સિદ્ધ થતાં અને અન્યની અણુ માત્ર પણ પ્રાપ્તિ થતાં માયા પક્ષ કેમ ન થાય?

ન જ થાય. શ્રુતિથી જ પ્રપઞ્ચની બ્રહ્મતા કહેવાય છે. પ્રપઞ્ચ નિત્ય હોવાથી આવિર્ભાવ તિરોભાવ કહેવાય છે. આવિર્ભાવ, તિરોભાવ પણ વિદ્યમાન વસ્તુનો હોય, નહિ કે અવિદ્યમાન અને અસદ્વસ્તુનો. સત્‌ની અસત્તા નથી. અને અસત્‌ની સત્તા નથી. એ રીતે સંસાર અવિદ્યામૂલક છે, એમ શ્રુતિ કહે છે. શ્રુતિ પ્રપઞ્ચની પેઠે તેની બ્રહ્મરૂપતા કહેતી નથી. પ્રપઞ્ચરૂપે આવિર્ભાવ જણાવીને અવિદ્યાવડે સંસાર કહે છે. અને વિદ્યાવડે તેનો અભાવ પણ કહે છે. આથી સંસારને પ્રપઞ્ચથી જુદો અવશ્ય માનવો જોઈએ. તેમ માનતાં સંસાર અસત્ છે. તેમ સિદ્ધ થાય છે. જે એમ કહેવામાં આવ્યું કે દણ્ડ, મુદ્‌ગરાદિમાં પણ સમાનતા અને અવિદ્યા વિદ્યાકૃત બન્ધ મોક્ષમાં પણ સમાનતા થશે. ત્યાં અમે એમ કહીશું કે ભલે થાય, જો સંસાર પ્રપઞ્ચમધ્યપાતી હોય તો પણ તેમ નથી. કારણ કે બન્નેના કારણો જુદાં જુદાં છે. આ શાસ્ત્રમાં યુક્તિથી સિદ્ધ થનારી વાત કહેવાની નથી પણ શ્રુતિથી સિદ્ધ થનારી વાત કહેવામાં આવે છે.

**संसारस्य लयो मुक्तौ न प्रपञ्चस्य कर्हिचित् ।**
**कृष्णस्याऽऽत्मरतौ त्वस्य लयः सर्व सुखावहः ॥ २४ ॥**

**જીવન્મુક્તિમાં સંસારનો લય થાય પણ પ્રપઞ્ચનો લય કદી યે ન થાય. કૃષ્ણની આત્મરતિમાં એનો (પ્રપઞ્ચનો) લય થાય તે સર્વરીતે સુખાવહ છે.**

સંસારનું સ્વરૂપ જ્ઞાન પર્યન્ત રહે છે. ઉત્પત્તિ અને પ્રલયના પ્રકાર ભિન્ન હોવાથી સંસાર અને પ્રપઞ્ચનો ભેદ છે.

અહિંયા એમ શઙ્કા થાય છે કે, જો પ્રપઞ્ચનો લય ન થાય અને પ્રપઞ્ચને સત્ય માનવામાં આવે તો તેનો લય કદી પણ ન જ થઈ શકે, તેનું સમાધાન એમ છે કે,–પ્રભુ જ્યારે નિજસ્વરૂપમાં ક્રીડા કરવાની ઇચ્છા કરે છે ત્યારે પ્રપઞ્ચના સ્વરૂપને નિજસ્વરૂપમાં લય પમાડી રમણ કરે છે. તે જીવ અને બ્રહ્મનો મુક્તિપ્રકાર નથી, પણ જીવને સુખાર્થે જ પ્રપઞ્ચનો પ્રલય કરે છે. જેમ કે રાત્રી.

એ રીતે ભગવદિચ્છાનું પ્રપઞ્ચજનન અને પ્રલયમાં કારણત્વ દેખાડી જીવોની ઉત્પત્તિપૂર્વક મોક્ષનું નિરૂપણ કરે છે.

**पञ्चपर्वा त्वविद्या हि जीवगा मायया कृता ।**

**જીવમાં સ્થિત અવિદ્યા માયાથી ઉત્પન્ન થયેલી પઞ્ચપર્વા છે.**

સંસારમાં કારણ રૂપે રહેતી જે અવિદ્યા તે પઞ્ચપર્વા છે. તેથી તેનો સર્વ અંશનો નિરાસ કરે તો તેનું નિરાકરણ થશે. તે માટે ભગવદ્ભજન કરવું જોઇએ. ભગવદ્ભજનમાં તે બાધક ન થાય તે માટે તે (અવિદ્યા)નું પ્રથમ નિરૂપણ કર્યું છે. અવિદ્યા જીવ પ્રત્યે જ ગમન કરે છે; નહિ કે પ્રભુના અન્ય અંશ પ્રત્યે. અવિદ્યા દુર્બલ પણ છે, કારણ કે માયાથી કરાયેલી છે.

**आकाशवद् व्यापकं हि ब्रह्ममायांशवेष्टितम् ।**
**सर्वतः पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम् ॥ २५ ॥**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ।**
**अनन्तमूर्ति तद्ब्रह्म ह्यविभक्तं विभक्तिमत् ॥ २६ ॥**

**બ્રહ્મ આકાશની પેઠે વ્યાપક છે અને માયાંશથી વેષ્ટિત છે. સર્વત્ર કરચરણાદિમાન્ અને નેત્ર, શિર, અને મુખવાળું સર્વત્ર કર્ણવાળું છે. આ જગત્માં તે સર્વને વ્યાપીને રહે છે. તે અનન્ત મૂર્તિ છે, અવિભક્ત છે, અને વિભાગવાળું પણ છે.**

જીવના સ્વરૂપનું નિરૂપણ કરવા માટે બ્રહ્મની પાસેથી અગ્નિમાંથી તણખા નીકળે તેમ જીવનો ઉદ્ભવ કહેવા માટે કારણભૂત બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન બે શ્લોકમાં કરે છે. આકાશની પેઠે વ્યાપક છે. આ દૃષ્ટાન્ત લોકદૃષ્ટિએ છે. બ્રહ્મનું વ્યાપકત્વ તે બૃહદ્ હોવાથી છે. જો બૃહદ્ ન માને તો બ્રહ્મશબ્દનો પ્રયોગ જ અયોગ્ય ઠરે. આત્મરમણ પછી પ્રભુ તિરોહિતની પેઠે દેખાય છે, તે કાર્ય માયાવડે થાય, તેથી તે માયારૂપ નિજ અંશથી વેષ્ટિત છે. બ્રહ્મનું સ્વરૂપ "**सर्वतः पाणिपादान्तम्**" એ ગીતાવાક્યથી કહ્યું. **सर्वत्र प्रदेशे पाणयः पादाः अन्ताश्च यस्य** એમ વ્યુત્તપત્તિ કરવી. ગતિ અને કૃતિલક્ષણ, ક્રિયા નિજેચ્છાથી સર્વત્ર છે, તેથી જ પરિચ્છેદનું અવભાન થાય છે. "**सर्वतोक्षिशिरोमुखं**" એ પદ જ્ઞાનનું અને ભોગનું નિરૂપણ કરવા માટે છે.

નામપ્રપઞ્ચનું નિરૂપણ કરવા માટે **सर्वतः श्रुतिमल्लोके** ઇત્યાદિ વાક્ય છે. સર્વતઃ શ્રુતિમાન્ પદનો અર્થ સર્વતઃ સાંભળે છે એમ છે. એવા બ્રહ્મનો પરિચ્છેદ ન હોઈ શકે તે માટે "**सर्वमावृत्य तिष्ठति**" એ પદ છે. આ ધર્મો પ્રપઞ્ચની ઉત્પત્તિ પછી સ્પષ્ટ થાય છે. તથાપિ પ્રથમથી કહેવાનું કારણ પ્રપઞ્ચનું નિત્યત્વ દેખાડવા માટે છે.

સર્વત્ર પરિચ્છેદનું પ્રયોજન પ્રભુ અનન્તમૂર્તિ છે એ જ છે. જો પ્રભુને અનન્તમૂર્તિ માને તો ખણ્ડશઃ થાય તેનું વારણ કરવા અવિભક્ત પદ છે. એટલે અનન્ત મૂર્તિ હોવા છતાં પણ પરસ્પર વિભેદ નથી. કેવળ ઇચ્છાવડે જ તાવન્માત્ર પ્રકટનને માટે જ વિભક્તિમત્ છે. એ પ્રકારે સ્વરૂપનું વર્ણન કરી સૃષ્ટિનું વર્ણન કરવા નીચેની કારિકામાં જણાવે છે કે—

**बहु स्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत्सती ।**
**तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः ॥ २७ ॥**
**सृष्ट्यादौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया ।**
**विस्फुलिङ्गा इवाग्नेस्तु सदंशेन जडा अपि ॥ २८ ॥**

**પ્રભુની ઇચ્છાથી જ બ્રહ્મભૂત અંશો ચેતનરૂપે સૃષ્ટિની પહેલાં નિરાકાર પ્રકટ થયા. અગ્નિમાંથી જેમ તણખા નીકળે તેમ પ્રભુના સત્ અંશવડે જડ પદાર્થો પણ પ્રકટ થયા અને આનન્દાંશ સ્વરૂપે સર્વના અન્તર્યામી પણ ઉત્પન્ન થયા.**

ઇચ્છામાત્રે–પ્રભુમાંથી જ બ્રહ્મરૂપે જીવ પ્રકટ થયાં, નહિ કે યોગબલથી. એ જીવો સાકાર એટલે સૂક્ષ્મ પરિચ્છેદવાળા અને ચેતન ચિત્પ્રધાન છે. સર્વજીવો એટલે અસઙ્ખ્યાત જીવો. સૃષ્ટિની પહેલાં એટલે પ્રથમ સૃષ્ટિમાં તે પછી તે સાકાર અને ભગવદ્રૂપ જીવો પણ ભગવાન્ની ઉચ્ચ નીચ ભાવવાળી ઇચ્છાવડે પ્રકટ થયાં. એટલે નિરાકાર થયાં. "**हन्त तिरोसानि**" ઇત્યાદિ શ્રુતિથી અહિં નિરાકારના પ્રમાણત્વે સ્વીકારવામાં આવે છે.

પ્રભુમાંથી જડ, જીવ અને અન્તર્યામી શી રીતે પ્રકટ થયા; તેમાં દૃષ્ટાન્ત કહે છે. જેમ અગ્નિમાંથી તણખા ઉત્પન્ન થાય તેમ ચિદંશમાંથી જીવ ઉત્પન્ન થયાં. **यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गाः स्वेच्छया चरन्ति**" ઇત્યાદિ શ્રુતિ તેનું વર્ણન કરે છે. એ જ રીતે સદંશમાંથી જડનો ઉદ્ગમ થયો, કારણ કે જડમાં સત્નું પ્રાધાન્ય દેખાય છે. આનન્દાંશ સ્વરૂપે અન્તર્યામીનો ઉદ્ગમ છે. જેમ જીવ અનેક છે, તેમ અન્તર્યામી પણ અનેક છે. એકેક હૃદયમાં જીવ અને અન્તર્યામી હંસરૂપે પ્રવેશે છે. જો કે ભેદ તો જીવનો યે નથી, તો અન્તર્યામીમાં ક્યાંથી હોય? અંશાંશી ભાવે ભેદ તો છે જ. તેથી અનેક જીવ અને અનેક અન્તર્યામી માનતાં કોઈ પણ પ્રકારનો દોષ આવતો નથી. સત્ ચિત્, અને આનન્દ એજ જડ જીવ અને અન્તર્યામી ત્રણ પ્રકારનો વ્યવહાર છે.

**सच्चिदानन्दरूपेषु पूर्वयोरन्यलीनता ॥ २९ ॥**
**अतएव निराकारौ पूर्वावानन्दलोपतः ।**
**जडो जीवोऽन्तरात्मेति व्यवहारस्त्रिधामतः ॥ ३० ॥**

**સત્, ચિત્ અને આનન્દના સ્વરૂપોમાંથી પહેલા બેમાં અન્ય લીન હોય તેથી આનન્દનો લોપ થતાં જડ અને જીવ નિરાકાર છે. જડ, જીવ અને અન્તરાત્મા એમ ત્રણ પ્રકારનો વ્યવહાર છે.**

સત્માં ચિત્ અને આનન્દના ધર્મોનો તિરોભાવ છે. ચિત્માં આનન્દનો તિરોભાવ છે. આથી જ સત્ અને ચિત્ નિરાકાર છે. તેમાં ચતુર્ભુજત્વાદિ જે ભગવદાકાર તેનો લોપ છે. એટલે કે નિરાકાર શબ્દનો અર્થ ભગવદાકાર વિનાનું. એમ ભગવદંશત્વે સાધર્મ્ય અને સ્વરૂપભેદે વૈધર્મ્યનું પ્રતિપાદન કર્યું. (સાજાત્ય વૈજાત્ય અને સાધર્મ્ય વૈધર્મ્ય બન્ને એક જ છે.) એ રીતે સ્વરૂપમાં વૈજાત્ય કહીને નામથી પણ વૈજાત્ય કહ્યું છે–જડ, જીવ અને અન્તરાત્મા સર્વ જ ભગવત્ત્વે હોવા છતાં, જડાદિ પદનો પ્રયોગ વ્યવહારને માટે છે. એમ ત્રૈવિધ્ય પ્રતિપાદન કરીને ચિદંશરૂપ જીવોને સંસાર કેમ પ્રાપ્ત થાય, તેનો પ્રકાર કહે છે—

**विद्याऽविद्ये हरेः शक्ती माययैव विनिर्मिते ।**
**ते जीवस्यैव नान्यस्य दुःखित्वं चाप्यनीशता ॥ ३१ ॥**

**વિદ્યા અને અવિદ્યા પ્રભુની શક્તિઓ છે. માયાથી નિર્મિત થયેલી છે. અને તે જીવને જ છે અન્યને નહિ. તેથી તેને વિષે દુઃખિત્વ, અને અનીશત્વ છે.**

મોક્ષ પણ એક પ્રકારનો સ્વર્ગ છે. તેથી વિદ્યાનું પણ નિરૂપણ થયું. નિજ સ્વરૂપનો લાભ વિદ્યાથી થાય છે ને દેહના સ્વરૂપનો લાભ અવિદ્યાથી થાય છે. કદાચ કોઈ એમ માની બેસે કે, વિદ્યા અને અવિદ્યા જીવના ધર્મો છે, તો તેની નિવૃત્તિને માટે તે બન્ને પ્રભુની જ શક્તિઓ છે એમ કહ્યું. તેથી ભગવદિચ્છાવડે જ વિદ્યા અને અવિદ્યાનો આવિર્ભાવ, તિરોભાવ થયા કરે છે. એ બન્ને માયાને આધીન રહેલી છે. તેથી જ ગીતાજીમાં પ્રભુએ કહ્યું કે—

**मामेव प्रपद्यन्ते मायामेतां तरन्ति ते**

મને શરણે આવનાર મારી માયાને તરે. આ વાક્યથી એમ પણ સિદ્ધ થાય છે કે, ભક્તિ હોય તો અવિદ્યાદિની નિવૃત્તિ થાય છે, તેમ વિદ્યાની પણ નિવૃત્તિ થાય છે. જો વિદ્યાની નિવૃત્તિ ન થાય તો નિત્ય મુક્તતા પણ ન થઈ શકે. તે વિદ્યા અને અવિદ્યા પ્રભુના જીવસ્વરૂપે થયેલા અંશને જ છે, નહિ કે જડાંશને, કે અન્તર્યામીને. તેથી જ જડાંશ અને અન્તર્યામીને દુઃખિત્વ અને અનીશત્વ નથી પણ જીવને જ છે.

હવે અવિદ્યાના પચ્ચ પર્વો કહે છે—

**स्वरूपाज्ञानमेकं हि पर्व देहेन्द्रियासवः ।**
**अन्तःकरणमेषां हि चतुर्द्धाऽध्यास उच्यते ॥ ३२ ॥**
**पञ्चपर्वा त्वविद्येयं यद्बद्धो याति संसृतिम् ॥**

**(૧) સ્વરૂપનું અજ્ઞાન અને (૨) દેહ (૩) ઇન્દ્રિય (૪) પ્રાણ (૫) અન્તઃકરણ એ ચારેના અધ્યાસો એમ પાંચ અવિદ્યાના પર્વ છે. (અવિદ્યાની ગાંઠો) છે. જેથી બંધાએલો જીવ સંસારને પ્રાપ્ત થાય છે.**

અન્તઃકરણાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, દેહાધ્યાસ અને સ્વરૂપનું વિસ્મરણ એમ અવિદ્યાના પાંચ પર્વો છે. એ રીતે અવિદ્યા સમ્પૂર્ણ થતાં અન્ય ધર્મોથી બંધાએલો જીવ જન્મ મરણને પ્રાપ્ત થાય છે.

**विद्ययाऽविद्यानाशे तु जीवो मुक्तो भविष्यति ॥ ३३ ॥**
**देहेन्द्रियासवः सर्वे निरध्यस्ता भवन्ति हि ।**

**અવિદ્યાનું નિરૂપણ કરી વિદ્યાનું નિરૂપણ કરે છે—વિદ્યાવડે અવિદ્યાનો નાશ થતાં દેહ, ઇન્દ્રિય, પ્રાણ, એ સર્વે, અધ્યાસ વિનાના થાય અને તેથી જીવ મુક્ત બને.**

નિદ્રાની પેઠે અવિદ્યાનો અપગમ થતાં જીવને જન્મ મરણ પ્રાપ્ત થતાં નથી. ત્યારે તેમને દેહાદિકનો વિલય પણ થતો નથી.

**तथापि न प्रलीयन्ते जीवन्मुक्तगताः स्फुटम् ॥ ३४ ॥**

**જીવમુક્ત થાય તો પણ દેહેન્દ્રિયાદિકનો લય થતો નથી; કારણ કે જીવન્મુક્તાવસ્થા એ જ પ્રકારની છે.**

અધ્યાસ જ જાય છે. સ્વરૂપ જતું નથી. કારણ કે તે પ્રપઞ્ચ મધ્યપાતી છે. જો એમ શઙ્કા કરવામાં આવે કે દેહાદિકનો અધ્યાસ નીકળી જાય, તો સ્થિતિ જ હોઈ શકે નહિ. તો તેનો ઉત્તર આ કારિકા આપે છે. જીવન્મુક્તની પોતાની બુદ્ધિથી દેહાદિકનું પ્રતિભાન થતાં પણ સર્વની બુદ્ધિથી તેમ ભાન થતું નથી. દેહાદિકની સ્થિતિમાં સુપ્તપ્રતિબુદ્ધ ન્યાયથી (ઉંઘતા માણસને જ્ઞાન ન હોય, પણ જાગે ત્યારે જ્ઞાન થાય એ ન્યાયે) કદાચિત્ ફરીથી પણ અધ્યાસ થવા સમ્ભવ રહે તેથી જીવન્મુક્તના દેહાદિકના લયનો પ્રકાર પણ કહે છે—

आसन्यस्य हरेर्वापि सेवया देवभावतः ।
इन्द्रियाणां तथा स्वस्मिन् ब्रह्मभावाल्लयो भवेत् ॥ ३५ ॥

**આસન્ય-પ્રાણની કે પ્રભુની સેવાથી ઇન્દ્રિયોને દેવ ભાવ પ્રાપ્ત થતાં દેહાદિકનો લય થાય અને પોતાને બ્રહ્મભાવ પ્રાપ્ત થતાં પણ તેમ ભાવ થાય.**

આસન્યની સેવામાં ઇન્દ્રિયોને દેવતાત્વ પ્રાપ્ત થાય છે. તેમાં પ્રમાણ **"स वाचमेव प्रथमामत्यमुच्यते"** ઇત્યાદિ શ્રુતિ છે. તે પ્રસિદ્ધ આસન્ય પ્રાણ પ્રથમ વાણીને જ ઉદ્ગાતાઓને વિષે ધારણ કરે છે. એટલે કે એ વાણી જ મૃત્યુને ઓળંગીને મુક્ત થાય ત્યારે અગ્નિરૂપે બની પ્રાણને મૃત્યુમાંથી મુક્ત કરે અને પ્રકાશે છે. પ્રભુની સેવાથી સર્વ જ થાય છે. એમ ભગવચ્છાસ્ત્ર કહે છે. પ્રભુનું મુખ અગ્નિ છે. પોતની વાગીન્દ્રિય અગ્નિરૂપ બને તો ભગવન્મુખત્વને પ્રાપ્ત થાય. એ રીતે સર્વ ઇન્દ્રિયોમાં આધિદૈવિકત્વ થતાં સઙ્ઘાતનો લય થાય છે. જો જીવ ભાવસ્થિત રહે તો કદાચિત્ બીજા સઙ્ઘાતનું પણ સમ્પાદન કરે એવી શઙ્કાની નિવૃત્તિને માટે બ્રહ્મભાવ પદ મૂક્યું છે.

હવે બ્રહ્મભાવનો પ્રકાર કહે છે—

आनन्दांशप्रकाशाद्धि ब्रह्मभावो भविष्यति ।
सायुज्यं चान्यथा तस्मिन्नुभयं हरिसेवया ॥

**આનન્દાંશના પ્રકાશ થવાથી બ્રહ્મભાવ થાય. વળી પણ સાયુજ્ય અને બ્રહ્મભાવ શ્રીભગવચ્ચરણની સેવાવડે કરીને પણ પ્રાપ્ત થાય છે.**

જેવી રીતે તિરોહિતનો આવિર્ભાવ થવાથી બ્રહ્મભાવ થાય છે. તેવી રીતે જડમાં પણ થાય છે. આ પ્રમાણે બનવામાં માત્ર ભગવદિચ્છા જ પ્રયોજિકા છે. ભગવદિચ્છા અનિશ્ચિત હોવાથી સાયુજ્ય પણ પ્રાપ્ત થાય છે. અથવા સઙ્ઘાતમાં જાય છે. સાયુજ્ય અને બ્રહ્મભાવ હરિસેવાવડે જ પ્રાપ્ત થાય છે. બીજાની સેવાથી નહિ.

एवं कदाचिद्ध भगवान् साक्षात् सर्वं करोत्यजः ॥ ३६ ॥
कदाचित् पुरुषद्वारा कदाचित् पुनरन्यथा ।
कदाचित् सर्वमात्मैव भवतीह जनार्दनः ॥ ३७ ॥

**આવી રીતે અજ એવા ભગવાન્ કોઈ વખત પ્રત્યક્ષથી જ સર્વોત્પત્તિ કરે છે. કોઈ વખત પુરુષદ્વારા ઉત્પત્તિ કરાવે છે, ફરીથી કોઈકે વેળા પોતે પણ ઉત્પત્તિ કરે છે, કોઇ સમયે ભગવાન્ જનાર્દનને દરેક વસ્તુઓ આત્મવત્ થાય છે.**

વેદમાં સાક્ષાત્ અને પરમ્પરા ભેદે સૃષ્ટિના પ્રકારો અનેક રીતે કહેલા છે. તેથી સર્વ પ્રકારોનો સઙ્ગ્રહ કરવાને માટે કહે છે કે—કોઈક વખતે પુરુષદ્વારા સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પુરાણમાં પુરુષદ્વારા સૃષ્ટિની ઉત્પત્તિ પ્રસિદ્ધ છે. પુરુષાદિકનું દ્વારત્વ માત્ર છે. કોઈક વખતે અન્યથા એટલે ચતુર્મૂર્તિ પ્રકારે સૃષ્ટિ થાય છે. તે પ્રકાર પઞ્ચરાત્રમાં પ્રસિદ્ધ છે.—આવરણભઙ્ગકાર કહે છે કે, વાસુદેવ સ્વરૂપ ભગવાન્ સર્વનું કારણ છે. તેમાંથી સઙ્કર્ષણરૂપે જીવ ઉત્પન્ન થાય છે, પ્રદ્યુમ્નરૂપે મન ઉત્પન્ન થાય છે અને અનિરુદ્ધરૂપે અહંકાર ઉત્પન્ન થાય છે. પુરુષવિધબ્રાહ્મણમાં પુષ્ટિસૃષ્ટિનો પ્રકાર છે, તે જણાવવા માટે કહે છે કે, પ્રભુ કોઈક વખત સર્વ જ આત્મરૂપે પ્રકટ થાય છે. એમ શ્રુતિ, પુરાણો અને તન્ત્રની સૃષ્ટિ કહી બ્રહ્મરૂપે આત્માને જ જાણ્યો ઇત્યાદિ શ્રુતિથી સાક્ષાત્ પ્રપઞ્ચરૂપનું જ નિરૂપણ કર્યું. જ્યારે લીલાથી, જીવોનો ક્લેશ પ્રભુ સહન કરી શકતા નથી, ત્યારે આત્મસૃષ્ટિ ઉત્પન્ન કરે છે. આ પક્ષમાં આનન્દાંશનો તિરોભાવ નથી.

महेन्द्रजालवत् सर्वं कदाचिन्माययाऽसृजत् ।
तदा ज्ञानादयः सर्वे वार्तामात्रं न वस्तुतः ॥ ३८ ॥

**કોઇક વખતે ઇન્દ્રજાલની પેઠે કેવળ માયાથી પ્રભુ સર્વ સર્જે છે. ત્યારે જ્ઞાનાદિક વાર્તામાત્ર જ રહે છે. વસ્તુતઃ હોતાં નથી.**

સ્વપ્નાદિ સૃષ્ટિનો સઙ્ગ્રહ કરવા આપણે કાર્ય કરવું છે. માયાથી જે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તે કેવળ માયાથી જ છે. તેમાં પ્રભુ પ્રવેશ પણ કરતાં નથી. તે સૃષ્ટિમાં કોઈ પણ પ્રકારનો પુરુષાર્થ પણ નથી. જ્ઞાનાદિક છે પણ તે કહેવા પૂરતાં જ છે. ફલ સાધક નથી. હવે વૈદિકી સૃષ્ટિ કહે છે.

वियदादि जगत् सृष्ट्वा तदाविश्य द्विरूपतः ।
जीवान्तर्यामि भेदेन क्रीडति स्म हरिः क्वचित् ॥ ३९ ॥

**આકાશાદિક પદાર્થોને સરજીને જીવ અને અન્તર્યામિભેદે બે પ્રકારે તેમાં પ્રવેશ કરીને પ્રભુ તેમાં ક્રીડા કરે છે.**

આકાશને સરજીને તેના દ્વારા વાયુને સર્જ્યો, ઇત્યાદિ દ્વારા વેદાદિ સૃષ્ટિ છે. આ પક્ષમાં જડની પ્રથમની પેઠે જ વ્યવસ્થા સમજવી. એટલે જડમાં સદંશનો આવિર્ભાવ હોય અને ચિદંશ તથા આનન્દાંશનો તિરોભાવ હોય. જીવાન્તર્યામિભેદે ભિન્ન ભિન્ન પ્રકાર છે. પુરાકલ્પમાં જીવ અને અન્તર્યામીનો પ્રવેશ અને આ કલ્પમાં પ્રવિષ્ટનો જીવાન્તર્યામિભાવ છે. એ રીતે છ ભેદ કહી ષડ્ગુણૈશ્વર્યસમ્પન્ન પ્રભુની આ લીલા છે એમ જણાયું.

એક જ અનેક પ્રકારની સૃષ્ટિ કેમ ઉત્પન્ન કરે? તેના જવાબમાં કહે છે કે—

अचिन्त्यानन्तशक्तेस्तद् यदेतदुपपद्यते ।
अत एव श्रुतौ भेदाः सृष्टेरुक्ता ह्यनेकधा ॥ ४० ॥

**અચિન્ત્ય અને અનન્તશક્તિવાળા પ્રભુમાં સર્વ જ યોગ્ય ગણાય છે. આથીજ શ્રુતિમાં સૃષ્ટિના અનેક પ્રકારો કહ્યાં છે.**

પ્રભુની અચિન્ત્ય અને અનન્ત શક્તિઓ છે. તેથી એ સર્વ ઉપપન્ન થાય છે. આ મત શ્રુતિને પણ માન્ય છે. એનું તાત્પર્ય એમ છે કે શ્રુતિમાં સૃષ્ટિના હજારો પ્રકારો જુદાં જુદાં પ્રકરણોમાં કહેલા છે.

અનેકધા સૃષ્ટિકથનનું પ્રયોજન કહે છે કે—

**यथाकथञ्चिन्माहात्म्यं तस्य सर्वत्र वर्ण्यते ।**
**भजनस्यैव सिद्ध्यर्थं तत्त्वमस्यादिकं तथा ॥ ४१ ॥**

**વેદમાં સર્વત્ર કોઇપણ રીતે પ્રભુનું માહાત્મ્ય વર્ણવાય છે. ભજનની સિદ્ધિને માટે તત્ત્વમસ્યાદિ વાકયો પણ છે.**

વેદો ભગવન્માત્રનું જ પ્રતિપાદન કરનારા છે. પ્રભુની સ્તુતિ કરે છે. તેથી સૃષ્ટિના ભેદ જુદી જુદી રીતે થયા છે. વાસ્તવિક રીતે સૃષ્ટિકર્તૃત્વ હોવા છતાં ભગવાન્‌નું કંઈ માહાત્મ્ય નથી. કોઈ મહારાજાધિરાજને ચાલવાનું જ્ઞાન હોય તો શું તે જ્ઞાન જ્ઞાનની ગણત્રીમાં આવે ! તેમ ભગવાન્ સૃષ્ટિ ઉત્પન્ન કરે તેમાં કશું માહાત્મ્ય નથી. તે તો તેમનો સ્વભાવ જ છે. તથાપિ લોકપ્રતીતિ માટે તે માહાત્મ્ય થાય તેમ યથાકથઞ્ચિત્ વર્ણન છે. માહાત્મ્યજ્ઞાનનો ઉપયોગ ભક્તિની સિદ્ધિ માટે જ છે. ભક્તિના બે અંશ છે. તે બન્નેનું નિરૂપણ થાય તે રીતે વર્ણન છે. બીજો અંશ તત્ત્વમસ્યાદિ વાકયો દ્વારા છે.

ભક્તિનું સ્વરૂપ કહે છે—

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।**
**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥ ४२ ॥**

**માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ તે ભક્તિ કહેવાય છે. તેથી જ મુક્તિ છે. બીજી રીતે મુક્તિ નથી.**

સ્નેહભક્તિ છે. દેવાદિવિષયિણી જે રતિ તે ભાવ કહેવાય છે. રતિ એટલે સ્નેહ દેવત્વ એટલે માહાત્મ્ય. તે જ્યારે આત્મત્વે જ્ઞાત થાય, ત્યારે થાય છે. તેથી ભજનને માટે જ આત્મત્વે તેનું નિરૂપણ એ જ માહાત્મ્ય છે. જો એમ ન હોય તો એક જ બ્રહ્મપ્રકરણમાં બે વાક્ય હોવાથી વ્યર્થ થાય. બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જ પુરુષાર્થની સિદ્ધિ છે. તેમાં શાબ્દ જ્ઞાન કંઈ પ્રયોજક નથી. જો શાબ્દ જ્ઞાન પ્રયોજક બને તો અત્યારના લોકોમાં પણ ભક્તિનો પ્રાદુર્ભાવ હોય. તેમ કંઈ દેખાતું નથી, સાક્ષાત્કાર તો બ્રહ્મને આધીન છે. જ્યારે બ્રહ્મ પ્રસન્ન હોય ત્યારે આવિર્ભાવ પામે તો લોકની પ્રીતિથતાં તેનું જ્ઞાન થાય.

શ્રુતિ પુરુષના પર્યવસાન સુધી જ કથન કરે છે, તેથી સ્વરૂપજ્ઞાન કરાવીને તે પુરુષાર્થ છે એમ કહીને તેનો આવિર્ભાવ થતાં ફલ સિદ્ધ થાય છે. તેથી આવિર્ભાવને માટે પ્રેમસેવાનું નિરૂપણ કરી અવજ્ઞાદિ દોષનો અભાવ થવા માટે માહાત્મ્ય છે. તેમ જ સુદૃઢ સ્નેહને માટે આત્મત્વ પણ છે. તત્વમસ્યાદિ વાકયમાં શાસ્ત્ર પર્યવસાન કેવી રીતે થાય તે હવે પછી કહેવામાં આવશે.

એ રીતે કેટલીએક શ્રુતિઓની એકવાક્યતા કહીને સર્વશ્રુતિઓની એકવાકયતા કહેવા માટે ભગવાનના રૂપોના સઙ્ગ્રહ શ્લોક કહેવામાં આવે છે—

**पञ्चात्मकः स भगवान् द्विषडात्मकोऽभूत् पञ्चद्वयी शतसहस्रपरामितश्च ।**
**एकः समोऽप्यखिल दोष समुज्झितोऽपिसर्वत्र पूर्णगुणकोऽपि बहूपमोऽभूत् ॥४३॥**
**निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः ।**
**आनन्दमात्रकरपादमुखोदरादिः सर्वत्र च त्रिविध भेदविवर्जितात्मा ॥ ४४ ॥**

**ભગવાન પઞ્ચાત્મક છે, દ્વિષડાત્મક ( દ્વાદશાત્મક ) છે, દશાત્મક છે. શતસહસ્રપરામિત છે, એક છે, સમ છે. સર્વદોષવિનાના છે, સર્વત્ર પૂર્ણ ગુણવાળા અને બહુ ઉપમાવાળા થયાં. નિર્દોષ એવા અને પૂર્ણગુણવાળા એવા શ્રીઅઙ્ગને ધારણ કરનાર છે, આત્મતન્ત્ર છે, નિશ્ચેતનાત્મક—જડાત્મક, શરીર અને ગુણોથી હીન છે, આનન્દમાત્રકરપાદમુખોદરાદિ છે, સર્વત્ર ત્રિવિધભેદ—જડ-જીવાન્તર્યામિ ભેદ—થી વિવર્જિત આત્મરૂપે છે.**

ભગવાન્ અગ્નિહોત્રાદિ પઞ્ચાત્મક છે. અગ્નિહોત્રાદિકના સાધન (૧) દેશ (૨) કાલ (૩) દ્રવ્ય (૪) કર્તા (૫) મન્ત્ર. ત્રિવિધ-મન્ત્ર બ્રાહ્મણ ઉપનિષદાત્મક છે. પઞ્ચપ્રાણવ્યૂહ અને પઞ્ચમહાભૂતાત્મક પણ છે. એથી પઞ્ચાત્મક કહેનારી શ્રુતિઓની એકવાક્યતા સિદ્ધ થાય છે. તેજ રીતે આગળ પણ સમજી લેવું. દેહમાં ભગવાન્ પ્રપઞ્ચાત્મક છે. ધ્યાનને માટે પ્રાદેશમાત્ર છે. આશ્રયને માટે અઙ્ગુષ્ઠમાત્ર છે. સ્વામિત્વ માટે નેત્રસ્થિત છે. ફલને માટે સર્વ દેહસ્થિત છે. આનન્દમય વૈશ્વાવર મસ્તકમાં પ્રતિષ્ઠિત છે. તે સર્વાર્થ છે. તેમજ પઞ્ચકોશાત્મક પણ ઉપાસનાને માટે છે.

આટલાથી પણ સર્વ શ્રુતિયોની એકવાક્યતા ન હોવાથી કહે છે કે તે દ્વિષડાત્મક છે.

દ્વાદશ સૂર્યાત્મક, દ્વાદશ માસાત્મક, દ્વાદશાઙ્ગ પુરુષાત્મક, દ્વાદશ અગ્નિરૂપે, અહીનાત્મક છે, એ જ રીતે દ્વાદશત્વના પ્રકારો જાણી લેવા.

તેથી પણ બીજો પ્રકાર કહે છે—દશદિશાઓરૂપે છે. દશ દિગ્પાલરૂપે છે. દશ ઇન્દ્રિયાત્મક છે. દશવિધ લીલાત્મક છે. એજ રીતે દશાત્મકના બીજા ભેદો અવતારાદિરૂપે સમજી લેવા.

તેથી પણ પૂર્તિ ન થતી હોવાથી અધિક કહે છે. એ શતસહસ્રપરામિત છે. ઉપર જણાવેલા ચાર ભેદો એક બીજાથી અધિક છે. અમિત, અસઙ્ખ્યાત્મક અને વિભૂતિરૂપ છે એમ જાણવું. એવા પ્રભુના સાત પ્રકારે રૂપ ભેદો કહ્યા. તેમાં ભગવાન્ ભિન્ન ભિન્ન છે એવી શઙ્કાની નિવૃત્તિને માટે કહે છે કે—ભગવાન્ એક અને સમજ છે. પ્રભુ યોગીની પેઠે સર્વ રૂપમાં એક જ છે. પ્રાદેશમાત્ર અને અઙ્ગુષ્ઠમાત્ર ન્યૂનાધિક હોવા છતાં પણ સમાન જ છે. કોઈક ઠેકાણે જુદી રીતે પ્રતીતિ થતી હોવા છતાં સર્વ દોષથી વિવર્જિત છે. ઐશ્વર્યાદિકનું તારતમ્ય હોવા છતાં સર્વત્ર પૂર્ણગુણવાળા છે. ઐશ્વર્યાદિ ગુણો સર્વ રૂપમાં પૂર્ણ છે. જો એમ હોય તો વિલક્ષણતા શી ? એ શઙ્કાની નિવૃત્તિને માટે કહે છે કે—તે બહુ ઉપમાવાળા થયા. નરની પેઠે, પ્રાદેશની પેઠે, શાન્તની પેઠે, ક્રૂરની પેઠે.

એ રીતે વિભૂતિરૂપ સિદ્ધ કરી સ્વરૂપ સિદ્ધ કરે છે. જેવું મૂળ હોય તેવું જ સર્વ જ જાણવું. પ્રભુના ગુણો શાન્તિજ્ઞાનાદિક છે. તે લોકમાં દોષસહિત દેખાવા છતાં મહાન્ એવા પ્રભુના હોવાથી નિર્દોષ છે. જેમ કોઈ ઠેકાણે જ્ઞાન છે પણ સઙ્ઘની નિવૃત્તિ નથી. તપ છે તો

ક્રોધ પણ છે. ધર્મ છે તો દયા નથી. તેમ ભગવાન્માં નથી. કિન્તુ સર્વગુણે નિર્દોષ, પૂર્ણ, ને સ્વરૂપવાળા છે. વિગ્રહ એટલે સ્વરૂપ. પરસ્પર વિરુદ્ધ લોકદૃષ્ટિથી દેખાય છે. વાસ્તવિક રીતે વિરુદ્ધ નથી.

ગુણાધીનત્વની શઙ્કા નિવૃત્ત કરવા માટે આત્મતન્ત્રપદ મૂક્યું છે. પ્રભુ સ્વતન્ત્ર છે. દેહેન્દ્રિયાદિમાં કાર્યત્વની પ્રતીતિ હોવા છતાં લોકની પેઠે જડાત્મક દેહેન્દ્રિયાદિક તેના નથી એટલું જ નહિ પણ મૂલમાંજ ચશબ્દ છે. તે પરથી એમ પણ સમજાય છે કે જડના ધર્મોથી પણ હીન છે. આકારની પ્રતીતિ આનન્દમાત્ર કરપાદમુખોદરાદિ એમ થાય છે. બ્રહ્મવાદમાં આનન્દ જ આકારસમ છે. આથી લોકોમાં પણ સર્વાન્તરાનન્દમયનું નિરૂપણ છે.

એ પરમકાષ્ઠાપન્ન વસ્તુ સર્વાત્મક છે. સર્વત્ર જડ, જીવ, અન્તર્યામિને વિષે પૂર્ણ–ત્રિવિધભેદ વિના અનુસ્યૂત છે. સર્વનું કારણ હોવાથી કારણતાનું નિરૂપણ અહીં કર્યું.

હવે એના નિરૂપણનું પ્રયોજન કહે છે—

**तस्य ज्ञानाद्धि कैवल्यमविद्याविनिवृत्तितः ॥**

**તેના જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતાં કૈવલ્યની પ્રાપ્તિ થાય.**

ગુણોપસંહાર ન્યાયે ઉપર જણાવેલા બે શ્લોકમાં કહેલા ધર્મથી યુક્ત બ્રહ્મને જાણે ત્યારે બ્રહ્મવિત્ થાય. ત્યારે કૈવલ્ય એટલે શઙ્ઘાતથી પૃથગ્ભાવને અથવા મોક્ષને મેળવે. તેમાં પ્રત્યક્ષ દ્વારરૂપે અવિદ્યાની નિવૃત્તિ છે. એટલે કે ઉપર જણાવેલું જ્ઞાન અવિદ્યાને નિવૃત્ત કરતું મોક્ષ પ્રાપ્ત કરાવે છે. તે જ્ઞાન પરોક્ષરૂપ છે.

હવે વિદ્યાના પઞ્ચપર્વ ને તેના સાધનો કહે છે—

**वैराग्यं साङ्ख्ययोगौ च तपोभक्तिश्च केशवे ॥ ४५ ॥**

**વૈરાગ્ય, સાઙ્ખ્ય, યોગ, તપ અને પ્રભુમાં ભક્તિ (એ પાંચ વિદ્યાના પર્વ છે.)**

વૈરાગ્ય એટલે વિષયમાં તૃષ્ણા ન હોવી એ પ્રથમ પર્વ છે. તે પછી નિત્ય અને અનિત્યના વિવેક પૂર્વક સર્વપરિત્યાગ, તે પછી એકાન્તમાં અષ્ટાઙ્ગ યોગ, પછી વિચારપૂર્વક આલોચન એટલે તપ અથવા એકાગ્ર સ્થિતિ એટલે તપ, તે પછી નિરન્તર ભાવનાથી પ્રભુ પ્રત્યે પરમ પ્રેમ.

એ રીતે સાધન સમ્પત્તિ થતાં, પઞ્ચપર્વા વિદ્યા સમ્પાદન થાય છે, કે જેવડે કરીને જેને સાક્ષાત્કાર થયો હોય તે પ્રભુમાં પ્રવેશે એમ કહે છે—

**पञ्चपर्वेति विद्येयं यथा विद्वान् हरिं विशेत् ॥**

**सत्त्वसृष्टिप्रवृत्तानां दैवानां मुक्तियोग्यता ॥ ४६ ॥**

**આ પઞ્ચપર્વા વિદ્યા છે કે જેવડે જ્ઞાની પ્રભુમાં પ્રવેશે છે. સત્ત્વ સૃષ્ટિમાં પ્રવૃત્ત થયેલા જીવોને દૈવીની યોગ્યતા પ્રાપ્ત થાય છે.**

અહીં સ્વરૂપ યોગ્યતા રૂપી અધિકાર જણાવ્યો. જે સાત્ત્વિક જીવો દૈવી સમ્પત્તિમાં પ્રકટ થયા છે અને વિધિ ઉપર જ આધાર ધરાવનારા છે, તેમને મુક્તિ પ્રાપ્ત થશે, અન્યને નહિ.

એ જ પ્રકારે મુક્તિ છે. બીજે પ્રકારે નહિ એમ કહેવા દેશાદિ છ પદાર્થો તેના અઙ્ગ છે અને તેથી મુક્તિ થાય એમ કહે છે—

तीर्थादावपि या मुक्तिः कदाचित् कस्यचिद्भवेत् ।
कृष्णप्रसादयुक्तस्य नाऽन्यस्येति विनिश्चयः ॥ ४७ ॥
सेवकं कृपया कृष्णः कदाचिन्मोचयेत्क्वचित् ।
तन्मूलत्वात्स्तुतिस्तस्य क्षेत्रस्य विनिरूप्यते ॥ ४८ ॥

**તીર્થાદિકને વિષે પણ જે મુક્તિ મળે છે, તે કોઈક વખત કોઈકને જ મળે છે અને તે પણ જેના ઉપર પ્રભુની કૃપા હોય તેને જ મળે છે. બીજાને નહિ એમ નિશ્ચય છે. પ્રભુ કૃપાથી નિજ સેવકને કદાચિત્ કોઈપણ સ્થલે મુકત કરે જ. તીર્થો પ્રભુનું અંગ હોવાથી તે તે ક્ષેત્રોની સ્તુતિનું નિરૂપણ છે.**

કાશ્યાદિક તીર્થોમાં મુક્તિ પ્રસિદ્ધ છે. ત્યાં અન્તે તારક બ્રહ્મનો ઉપદેશ થાય છે. તે અલૌકિકોપદેશ મુક્તિમાં સાધક છે. તેથી દોષ નથી. કારણ કે કોઈક જ વ્યક્તિ કદાચિત્ મરણ સમયે કાશી જાય અને મુક્તિ થાય. એ ઉપદેશ સર્વને થતો નથી. જે ભગવત્ કૃપાથી મુક્ત હોય તેને જ મુક્તિ થાય. જેનાથી તીર્થાદિકનું માહાત્મ્ય વધે. અજામિલ નામથી તર્યો. આથી જ પ્રભુની પ્રસન્નતા મેળવવા માટે પ્રેમપર્યન્તના કર્તવ્યો છે. જેને ભગવત્પ્રેમ ન હોય તેને તીર્થમાં મૃત્યુ જ પ્રાપ્ત ન થાય. જે તીર્થમાં મૃત્યુ પામે તેને પૂર્વની સાધન સમ્પત્તિ સિદ્ધ છે. વાસનાને અનુસરી ભગવદિચ્છાએ પ્રાકૃતત્વ પ્રાપ્ત થાય તેથી કંઈ દોષ નથી. ત્યારે તીર્થાદિકનો ઉપયોગ ક્યાં? એવી શઙ્કાની નિવૃત્તિ માટે શ્રી મહાપ્રભુજી જણાવે છે કે, જે ભગવત્સેવક હોય તે જ તીર્થમાં મુક્ત થાય. તેમાં યે કૃપાથી જ તેને મુક્ત કરે, અને તેમાં યે કૃષ્ણ જ મુક્ત કરે. એ રીતે કર્તા, સાધન અને વ્યાપાર કહ્યાં, હવે દેશકાલ જણાવવા માટે કદાચિત્ અને ક્વચિત્ શબ્દો છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે. દેશકાલની પ્રશંસા પણ જણાવી. સ્તુતિ કરાયેલાં તીર્થો ભગવાનનું અંગ હોવાથી દૈત્યોએ કરેલા વિઘ્નોનો નાશ કરે છે. તેથી તેઓ લૌકપ્રવૃત્તિ માટે મુક્તિસાધક છે એમ કહ્યું. આથી તીર્થોમાં રહી શુદ્ધ કાલમાં સાધનો કરે.

આથી કેવલ તીર્થાદિકના આશ્રયનો પરિત્યાગ કરી જે રીતે પ્રભુમાં સ્નેહ થાય તેવો યત્ન કરવો એમ કહે છે—

तत्मात्सर्वं परित्यज्य दृढ विश्वासतो हरिम् ॥
भजेत् श्रवणादिभ्यो यद्विघातो विमुच्यते ॥ ४९ ॥

**તેથી સર્વનો પરિત્યાગ કરીને દૃઢ વિશ્વાસથી શ્રવણાદિકથી પ્રભુને ભજે કે જેથી જ્ઞાન પ્રાપ્ત થતાં મુક્તિ થાય,**

પ્રભુને ભજે છતાં મોક્ષ પ્રાપ્તિ ન થાય એવી શઙ્કાનો પરિત્યાગ કરીને દૃઢ વિશ્વાસથી શ્રવણાદિ સાધનોવડે પ્રભુનું ભજન કરે તેથી મુક્ત થાય છે. એમ કહ્યું હવે કૈમૂતિક ન્યાયે પ્રેમ લક્ષણા ભક્તિનું ફલ કહે છે—

ब्रह्मानन्दे प्रविष्टानामात्मनैव सुखप्रमा ।
सङ्घातस्य विलीनत्वाद्भक्तानां तु विशेषतः ॥ ५० ॥
सर्वेन्द्रियैस्तथाचान्तःकरणैरात्मनाऽपि हि ।
ब्रह्मभावात्तु भक्तानां गृह एव विशिष्यते ॥ ५१ ॥

**બ્રહ્માનન્દમાં પ્રવિષ્ટ એવા જીવોને આત્માવડે સુખનું જ્ઞાન થાય છે. (આત્મસુખરૂપ જ્ઞાન થાય છે.) કારણ કે તેમના સઙ્ઘાતનો લય થઈ ગયેલો હોય છે. ખાસ કરીને ભક્તોની સર્વ ઇન્દ્રિયો, અન્તઃકરણ અને આત્માને પણ બ્રહ્મભાવ પ્રાપ્ત થયેલો હોય છે; તેથી તેમનો ગૃહસ્થાશ્રમ પણ શ્રેષ્ઠ હોય છે.**

ભક્તિ સાધન છે અને મોક્ષ સાધ્ય છે. તથાપિ સાધનદશા જ ઉત્તમ છે. કારણ કે જે મુક્ત થાય છે તે સઙ્ઘાતનો પરિત્યાગ કરી બ્રહ્મમાં લય પામે છે, અથવા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે, તેને સ્વરૂપાનન્દનો અનુભવ થાય છે અથવા તો સ્વરૂપવડે આનન્દનો અનુભવ થાય છે. શ્રીમદ્ ગોપીજનોના જેવા સ્વતન્ત્ર ભક્તોને સર્વ ઇન્દ્રિયો, અન્તઃકરણો અને સ્વરૂપવડે આનન્દનો અનુભવ થાય છે. આથી જ ભક્તોને જીવન્મુક્તિ કરતાં ભગવત્કૃપાસહિત ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. ૫૦–૫૧

જો એમ જ છે, તો, સાધન અને ફલ એ બન્ને ઉત્કૃષ્ટ હોવાથી સર્વ કોઈ ભક્તિમાર્ગમાં કેમ પ્રવેશે નહિ? આ શઙ્કાની નિવૃત્તિ માટે કહે છે—

मोहार्थशास्त्रकलिलं यदा बुद्धेर्विभिद्यते ।
तदा भागवते शास्त्रे विश्वासस्तेन सत्फलम् ॥ ५२ ॥

**મોહને માટે શાસ્ત્રરૂપી કચરો છે, તે જ્યારે બુદ્ધિથી દૂર થાય, ત્યારે ભગવચ્છાસ્ત્રમાં વિશ્વાસ થાય અને તેથી સત્ફલ પણ પ્રાપ્ત થાય.**

ભગવચ્છાસ્ત્ર શિવાયના બીજા અસચ્છાસ્ત્રો જીવને મોહ પમાડવાને માટે જ છે. કલિયુગમાં તેમનું જ પ્રામાણ્ય સ્વીકારાય છે. તેથી તે શાસ્ત્રો જોવાથી બુદ્ધિમાં મલીનતા ઉત્પન્ન થાય છે. જ્યારે ભગવત્કૃપાથી તે દૂર થાય ત્યારે ભગવચ્છાસ્ત્રોમાં વિશ્વાસ થાય, એમ જે કહ્યું છે, તે સર્વથા સત્ય છે. આથી, એ રીતે જે વર્તે છે, તે સત્ય ફલ પ્રાપ્ત કરે છે.

એ રીતે સત્પ્રકરણનું નિરૂપણ કરીને હવે ચિત્પ્રકરણનો આરમ્ભ કરે છે—

जीवस्त्वाराग्रमात्रो गन्धवद्व्यतिरेकवान् ।
व्यापकत्वश्रुतिस्तस्य भगवत्त्वेन युज्यते ॥ ५३ ॥

**જીવ આરાગ્ર (ડાંગરની અણી) જેવડો જ છે. છતાં તે ગન્ધની પેઠે પ્રસરણશીલ છે. તે વ્યાપક છે, એમ જે શ્રુતિ કહે છે તે ભગવત્ત્વે (ભગવદાવેશથી) યુક્ત છે.**

મૂળમાં तु શબ્દ છે તે અહીંથી પ્રકરણ જુદું પડે છે એમ જણાવે છે. પહેલાં, જીવનું પરિમાણ કહે છે. જીવ આરાગ્રમાત્ર છે. आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ઇત્યાદિ શ્રુતિ તેમાં પ્રમાણ છે. વ્રીહિનો–ડાંગરનો–અગ્રભાગ. જો જીવ આટલો જ હોય તો સર્વદેહવ્યાપી ચૈતન્યની

ઉપલબ્ધિ શી રીતે થાય ? આ શઙ્કાની નિવૃત્તિ માટે કહે છે કે—તે ગન્ધની પેઠે પ્રસરણશીલ છે–વ્યતિરેકવાળો છે. વિશેષે જે અતિરેક પામે તે વ્યતિરેક એટલે દ્રવ્યની અપેક્ષાએ અધિક-દેશવાળો. જેમ કે ગન્ધ પુષ્પ કરતાં અધિકદેશમાં વ્યાપે છે; તેમ ચૈતન્યગુણ સર્વદેહવ્યાપી છે; એમ અર્થ જાણવો. ગન્ધવાળા કમળાદિકની પેઠે સ્થૂલગુણથી યુક્ત છે. અન્યથા, અનુપપત્તિથી–જો જીવ સર્વ દેહમાં વ્યાપીને રહેતો ન હોય તો મારા માથામાં વેદના છે અને હાથમાં સુખ છે, એવી પ્રતીતિ ન થાય, તેથી–દેહના જેવડા પરિણામવાળો જીવ છે, એમ શઙ્કા ન થઈ શકે; કારણ કે વૈદિક શાસ્ત્રમાં શ્રુતિ કહે તે જ વ્યવસ્થા મનમાં આવે છે, દેહ કરતાં ન્હાનું પરિણામ માનતાં અનિત્યત્વ પણ થતું નથી; કારણ કે જેમ પ્રાદેશમાત્ર ભગવાન્ હંસાકૃતિ છે, તેમ જીવ આરાગ્રમાત્ર હંસાકૃતિ છે. "नित्यः सर्वगतः स्थाणुः" આ ગીતાજીના વાક્યથી જીવને વ્યાપક માની શકાય, એવી શઙ્કા થતાં જણાવે છે કે—વ્યાપકત્વનું પ્રતિપાદન કરનારાં વાક્યો ભગવદાવેશ થતાં ભગવદ્ધર્મો–વ્યાપકત્વાદિક તેમાં શ્રુત થાય છે. નહિ કે જીવ વ્યાપક છે.

વેદમાં **ब्रह्मविद् ब्रह्मैव भवति** બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે, એમ કહ્યું છે, તેથી જીવનું આરાગ્રમાત્રત્વ વાસ્તવિક નથી એવી શઙ્કા થાય તો કહે છે કે—

आनन्दांशभिव्यक्तौ तु तत्र ब्रह्माण्डकोटयः ।
प्रतीयेरन् परिच्छेदो व्यापकत्वं च तस्य तत् ॥ ५४ ॥

**જીવમાં આનન્દાંશની અભિવ્યક્તિ થતાં, તેમાં કરોડો બ્રહ્માણ્ડો પ્રતીત થાય છે. એ જ એનો પરિચ્છેદ છે. એ જ એનું વ્યાપકત્વ છે.**

જીવનું બ્રહ્મત્વ હોવા છતાં અધિક પરિમાણુતા થતી નથી. અણુ હોવા છતાં પણ બ્રહ્મ વ્યાપક છે. જેમ શ્રીકૃષ્ણ યશોદાજીના ક્રોડે ખેલે, છતાં, તે સર્વ જગત્નો આધાર છે. તેમ જો જીવના એ આનન્દાંશનું પ્રાકટ્ય થાય, તો તેમાંથી કરોડો બ્રહ્માણ્ડો થાય. આથી પરિચ્છેદ હોવા છતાં વ્યાપકત્વની સિદ્ધિ તો છે જ; તેથી વ્યાપકત્વ માનવા માટે અધિક પરિમાણની જરૂર નથી. એ જ એનો પરિચ્છેદ છે અને એ જ એનું વ્યાપકત્વ પણ છે. અલૌકિક ધર્મોને વિષે પ્રમાણને જ અનુસરવું યોગ્ય છે; નહિ કે લૌકિક યુક્તિને. આથી જ વ્યાપકત્વ હોવા છતાં આરાગ્રમાત્રત્વમાં દોષ નથી.

હવે જીવના બીજા ધર્મો કહે છે—

प्रकाशकं तच्चैतन्यं तेजोवत्तेन भासते ।
न प्राकृतेन्द्रियैर्ग्राह्यं न प्रकाश्यं च केनचित् ॥
योगेन भगदृष्ट्या दिव्यया वा प्रकाशते ॥ ५५–५६ ॥

**જીવનો ચૈતન્યગુણ પ્રકાશક છે અને જીવના ચૈતન્યગુણને લીધે જીવને તેજોવત્ (તેજોમય) કહેવામાં આવે છે. જીવનું ગ્રહણ પ્રાકૃત ઇન્દ્રિયોથી થઈ શકતું નથી; તેમ જ બીજા કોઈ પ્રકાશથી તે પ્રકાશ્ય પણ નથી. તે યોગથી, ભગવદ્દૃષ્ટિથી કે દિવ્યદૃષ્ટિથી પ્રકાશે છે.**

તે તે રૂપ પ્રકાશક જ છે. અથવા તેનો ચૈતન્યગુણ જાતે જ પ્રકાશક છે; તેથી તેજોવત્ ભાસે છે. તેથી જ્યોતિશબ્દનો પ્રયોગ છે. **वृत्रस्य देहान्निष्क्रान्तमात्मज्योति**

વૃત્રાસુરના દેહમાંથી નીકળેલું આત્મસ્વરૂપ જ્યોતિઃ તેમ જ શિશુપાલના દેહમાંથી નિકળેલું જ્યોતિઃ, ઇત્યાદિ જે જ્યોતિઃશબ્દ છે તે પ્રકાશક ચૈતન્યવાચક છે. અહિં તેજઃ કિંવા જ્યોતિઃ શબ્દથી તૃતીય મહાભૂતની વિકૃતિ લેવાની નથી. કારણ કે એ ત્રીજું મહાભૂત પણ બ્રહ્મની વિકૃતિ છે. આથી જ રૂપત્વાદિકની પણ આશઙ્કા ન થઈ શકે. એ જ્યોતિ–ચૈતન્ય, લોકપ્રમાણથી પ્રત્યક્ષ નથી, તે માટે **"न प्राकृतेन्द्रियैर्ग्राह्यं"** ઇત્યાદિ વાક્ય કહ્યું છે. એ ચૈતન્યરૂપ જ્યોતિને રૂપ ન હોવાથી સન્નિકર્ષ—ઇન્દ્રિય અને પદાર્થનો સંયોગ. **"यन्न स्पृशन्ति न विदुः"** ઇત્યાદિ વાક્યો તેમાં પ્રમાણ છે. એ જ્યોતિઃ અન્યથી પ્રકાશ્ય પણ નથી. જેમ સૂર્યવડે પ્રકાશિત ઘટ ચક્ષુરિન્દ્રિયથી ગ્રહણ કરી શકાય છે, તેમ ઇન્દ્રિયના ગ્રહણ માટે બીજું પ્રકાશક નથી. હવે અહિં એમ શઙ્કા થાય છે કે, **पश्यतां सर्वलोकानां** ઇત્યાદિ વાક્યમાં શિશુપાલના દેહમાંથી નિકળેલ જ્યોતિઃ સર્વ લોકોનાં જોતાં પ્રભુમાં લીન થયું. ઇત્યાદિ વાક્ય કેમ ઉપપન્ન થઈ શકે ? આ શઙ્કાના પરિહાર માટે **योगेन** ઇત્યાદિ વાક્ય છે. એ જ્યોતિનું દર્શન ત્રણ પ્રકારે છે. (૧) યોગવડે જ. એટલે કે યોગવડે સાધિત મન એને જુએ છે. (૨) ભગવદ્ દૃષ્ટિ તો ભગવાનને જ જુએ છે. (૩) દિવ્યદૃષ્ટિ–જ્ઞાનદૃષ્ટિવડે પણ તે દેખાય છે. બીજી રીતે તેનું દર્શન થઈ શકતું નથી.

आभासप्रतिबिम्बत्वमेवं तस्य न चाऽन्यथा ।
आनन्दांशतिरोधानात् तत्तद्वत्तेन भासते ॥ ५७ ॥

**આભાસતા અને પ્રતિબિમ્બતાનું પ્રતિપાદન કરનાર શ્રુતિઓનું એ જ તાત્પર્ય છે. બીજું નથી. આનન્દાંશના તિરોધાનથી જીવત્વ ભાસે છે. તેથી આનન્દાંશનો તિરોભાવ થતાં બ્રહ્મવત્ ભાસે છે.**

એ રીતે સ્વમતમાં જીવના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે **"एकधा दशधा चैव दृश्यते जलचन्द्रवत्"** આ શ્રુતિને ધ્યાનમાં લઈ કેટલાક લોકો એમ માને છે કે, જીવ એ બ્રહ્મનું પ્રતિબિમ્બ અથવા આભાસ છે. એ મતનું નિરાકરણ કરવામાં આવે છે. ઉપરોક્ત ઉચ્ચારણ બ્રહ્મને સિદ્ધ કરે છે, જીવને સિદ્ધ કરતું નથી. એનો વાક્યાર્થ એમ છે કે, જેવી રીતે પાણીમાં ચન્દ્રનું પ્રતિબિમ્બ ઘણેરૂપે દેખાય છે. તેમ એકજ બ્રહ્મ અનેકરૂપે જણાય છે. અહિં દૃષ્ટાન્તનો અર્થ એકનું અનેકત્વ જણાવવું તે જ છે. પ્રતિબિમ્બ નથી. શ્રીમદ્ભાગવતના સપ્તમસ્કન્ધના પ્રલ્હાદજીના **प्रतिमुखस्य यथा मुखश्रीः** એ વાક્યમાં પણ એવો જ અર્થ રહેલો છે. પ્રતિબિમ્બમાં રૂપસ્પર્શાદિયુક્ત પદાર્થનું રૂપમાત્ર જણાય છે, અથવા ક્રિયા પણ જણાય છે. પરન્તુ ધર્મનો સ્પર્શ જણાતો નથી. જો ધર્મનો સ્પર્શ થાય તો જલનો ચન્દ્ર સ્વધર્મનો ત્યાગ કરીને બિમ્બના ધર્મને સ્વીકારે. શાસ્ત્રમાં જીવને કોઈ વાક્યમાં આભાસ અથવા પ્રતિબિમ્બ કહેલો છે; તેનું કારણ એ જ છે કે, આનન્દાંશ તિરોહિત થવાથી જીવરૂપ થાય છે અને આવિર્ભૂત થએલા આનન્દાંશથી જીવ બ્રહ્મવત્ જણાય છે. જીવમાં બે અંશ (સત્ અને ચિત્) વિદ્યમાન હોવાથી કેવળ સદંશની સ્ફૂર્તિથી જીવ બ્રહ્મના આભાસરૂપ છે. ચિદંશ અને સદંશની સ્ફૂર્તિથી તે પ્રતિબિમ્બ કહેવાય છે. અને ત્રણે અંશની સ્ફૂર્તિથી જીવનું બ્રહ્મત્વ કહેવાય છે. પણ જીવ લૌકિક આભાસ અથવા પ્રતિબિમ્બરૂપ નથી. જો હોય તો, જીવસ્વરૂપ મિથ્યા થઈ જાય. આથી માયાવાદી શિવાય બીજા બધા મતવાળા જીવને સત્ય જ માને છે. મિથ્યાવાદ યુક્તિબાધિત હોવાથી દૂષિત છે.

मायावजनिकाच्छन्नं नान्यथा प्रतिबिम्बनं ।
तत्र वृत्तेर्द्वा सुवर्णा श्रुतेरपि विरुध्यते ॥
गुहां प्रविष्टावित्युक्तेर्भगवद्वचनादपि ॥ ५८ ॥

**બ્રહ્મ માયારૂપી પ્રતિબિમ્બથી ઢંકાયલું હોવાથી તેનું પ્રતિબિમ્બ હોઈ શકે નહિ. જો એમ ન હોત તો પ્રતિબિમ્બ થાત. બ્રહ્મ વ્યાપક હોવાથી તેમ જ द्वा सुपर्णा શ્રુતિથી અને गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् આ સૂત્રથી જીવ અને ઈશ્વરની સ્થિતિ એક સ્થળે હોવાથી પ્રતિબિમ્બમાં વિરોધ પ્રાપ્ત થાય છે. તેમજ ભગવદ્ગીતાથી યે વિરોધ છે.**

પ્રતિબિમ્બની સિદ્ધિને માટે વ્યવધાનની કલ્પના કરવી જોઈએ. તે વ્યવધાન માયાદિક જ છે. માયાવચ્છિન્ન બ્રહ્મનું પ્રતિબિમ્બ પડતું નથી. જેમ દર્પણાદિકની સામે પડદો હોય તો પુરુષનું પ્રતિબિમ્બ પડતું નથી. આ શિવાય બીજાં દૂષણો પણ છે જ. જે જેમાં વ્યાપીને રહે છે તેનું તેમાં પ્રતિબિમ્બ પડતું નથી. ઉપર રહેલું અને ભ્રાન્તિથી પ્રતીત થતું આકાશનું પ્રતિબિમ્બ પડે છે. વાસ્તવિકરીતે તો પ્રભામણ્ડલનું જ રૂપથી પ્રતિબિમ્બ છે. તેવી જ રીતે આકાશમાં ભ્રાન્તિથી દેખાતું નીલરૂપ છે. તેનું યે ગન્ધર્વનગરની પેઠે વસ્તુસામર્થ્યથી પ્રતિબિમ્બ પડે છે. પણ દર્પણની રેખાનું જેમ સર્વથા પ્રતિબિમ્બ પડતું નથી તેમ જગત્‌ને વ્યાપીને રહેલા બ્રહ્મનું યે પ્રતિબિમ્બ પડતું નથી. વળી, **द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति** બે પક્ષીઓ સાથે રહેનારા અને એક જ વૃક્ષ ઉપર બેઠેલા છે. તે બેમાંથી એક સ્વાદયુક્ત ફલને ખાય છે અને બીજો ખાતો નથી છતાં પ્રકાશે છે. આ શ્રુતિમાં જીવ કર્મના ફલનું ભક્ષણ કરનારો (કર્મફળને ભોગવનારો) છે એમ જણાવ્યું છે; ત્યારે જો પ્રતિબિમ્બ માનવામાં આવે તો જે ક્રિયા બિમ્બ કરે તે જ પ્રતિબિમ્બમાં થતી હોવાથી એકની ક્રિયા એજ ઇતરની ક્રિયા હોવી જોઈએ, પણ એ પ્રત્યક્ષથી વિરુદ્ધ છે. આથી જ પ્રતિબિમ્બની કલ્પના શ્રુતિથી વિરુદ્ધ છે. એ જ રીતે ન્યાય (વ્યાસસૂત્ર)થી યે વિરુદ્ધ છે. **गुहां प्रविष्टामात्मानौ हि तद्दर्शनात्** આ સૂત્રમાં જીવ અને ઈશ્વર એ બન્નેની એક જ હૃદયગુહામાં સ્થિતિ જણાવી છે, તેમ જ **ममैवांशो जीवलोके** અને **उत्क्रामन्तं स्थितं वापि** ઇત્યાદિ ગીતાવાક્યથી યે વિરુદ્ધ છે. એ રીતે પ્રતિબિમ્બકલ્પના શ્રુતિ, સૂત્ર અને સ્મૃતિ એ ત્રણેથી અને પ્રત્યક્ષથી યે વિરુદ્ધ છે. (વિસ્તાર માટે આવરણભઙ્ગ અને વિદ્વન્મણ્ડન જુઓ.) ૫૮

એ રીતે પ્રમાણથી પ્રતિબિમ્બવાદમાં બાધ જણાવીને યુક્તિઓથી યે બાધ દેખાડે છે—

जीवहानिस्तदा मुक्तिर्जीवन्मुक्तिर्विरुध्यते ।
लिङ्गस्य विद्यमानत्वादविद्यायां ततोऽपि हि ॥ ५९ ॥

**ત્યારે, (જો જીવને પ્રતિબિમ્બ માનીએ ત્યારે) જીવસ્વરૂપનો નાશ એ જ મુક્તિ કહેવાશે. લિઙ્ગશરીર વિદ્યમાન હોવાથી જીવન્મુક્તિ વિરુદ્ધ થશે. જો અવિદ્યામાં પ્રતિબિમ્બ છે એમ કહેવાય તો પણ એ જ બાધ કાયમ રહે છે.**

પ્રતિબિમ્બપક્ષમાં જીવસ્વરૂપની હાનિ એ જ મુક્તિ થશે. તેથી આત્મહાનિ થતાં પુરુષાર્થનો ભઙ્ગ થાય અને મોક્ષ પુરુષાર્થ બની શકે નહિ. અથવા જીવની અશક્તતા સિદ્ધ થતાં આસુર બ્રહ્મવિદ્યામાં પ્રવેશ થાય. તેમ જ લિઙ્ગ વિદ્યમાન હોવાથી જીવન્મુક્તિ પણ ઘટે નહિ. પ્રતિબિમ્બ ક્યાં પડે છે, એવો પ્રશ્ન ઉદ્ભવતાં અન્તઃકરણ કે અવિદ્યામાં પ્રતિબિમ્બ પડે છે એમ કહી શકાય. પણ એ બન્ને અશુદ્ધ હોવાથી તેમાં પ્રતિબિમ્બ સિદ્ધ થઈ શકતું નથી. છતાં પણ એમ માનીએ કે પ્રતિબિમ્બ પડે છે, તો લિઙ્ગપક્ષમાં ઉપાધિ વિદ્યમાન હોવાથી સંસાર જ પ્રાપ્ત થાય અથવા પરમ મુક્તિ પ્રાપ્ત થાય. પણ જીવન્મુક્તિ તો કોઈ રીતે સમ્ભવી શકે નહિ. તેથી અવિદ્યામાં પ્રતિબિમ્બ વિરુદ્ધ જ છે.

હવે જો એમ કહેવામાં આવે કે જીવન્મુક્ત એ મુક્ત જ છે, તો તેમાં યે દોષ દેખાડે છે.

**अधिष्ठातुर्विनष्टत्वान्न देहः स्पन्दितुं क्षमः ।**
**प्रारब्धमात्रशेषत्वे सुषुप्तस्येव न व्रजेत् ॥ ६० ॥**

**જેમ સુતેલા પુરુષનો દેહ (અવિદ્યા અથવા લિઙ્ગશરીરના લયને લીધે) પ્રારબ્ધમાત્રથી ચાલતો નથી, તેમ જીવન્મુક્તિમાં અધિષ્ઠાતા (લિઙ્ગશરીર અથવા અવિદ્યા)ના નાશને લીધે દેહ ચાલવાને માટે શક્તિમાન્ થતો નથી.**

વાદી એમ કહે કે જીવન્મુક્ત મુક્ત જ છે, ત્યાં કહે છે કે, જો જીવને પ્રતિબિમ્બ માનીએ તો અધિષ્ઠાતા (લિઙ્ગશરીર કે અવિદ્યા)નો નાશ થવાથી સ્થૂલ દેહ ચાલી શકવાને સમર્થ થતો નથી, પણ મુક્ત પુરુષને ગતિ, કૃત્યાદિ જોવામાં આવે છે. કદાપિ વાદી એમ શઙ્કા કરે કે પ્રારબ્ધમાત્રથી દેહ રહે છે, કેમકે **दैवादुपेतमुतदैववशादपेतम्** પ્રારબ્ધ કર્મથી કોઈ વખત દેહ વસ્ત્રાદિયુક્ત હોય છે, અને કોઈ વખત વસ્ત્ર વગરનો હોય છે, એ વાક્યમાં પ્રારબ્ધ બતાવેલું છે, તેના ઉત્તરમાં કહે છે કે તે વખતે અધિષ્ઠાતા વિદ્યમાન હોય છે, પણ મુક્ત પુરુષને તેનું (લિઙ્ગશરીરનું) અનુસન્ધાન હોતું નથી. પ્રારબ્ધ દેહની વિદ્યમાનતા જ સમ્પાદન કરી શકે છે, પણ અધિક ભોજનાદિકાર્ય સમ્પાદન કરી શકાતું નથી. સુષુપ્તિમાં લિઙ્ગશરીરના લયથી તે પ્રમાણે જણાય છે, માટે જીવ આભાસ કે પ્રતિબિમ્બ નથી.

**तत्त्वमस्यादिवाक्यस्य शोधितस्यापि युक्तितः ।**
**न विद्याजनने शक्तिरन्यार्थं तच्च कीर्तितम् ॥**
**ब्रह्मणः सर्वरूपत्वमवयुज्य निरूपितम् ॥ ६१ ॥**

**યુક્તિમાત્રથી શોધિત तत्त्वमस्यादि વાક્યથી વિદ્યા ઉત્પન્ન કરવાની શક્તિ નથી, પણ તે વાક્ય અન્ય પ્રયોજનને માટે જ કહેલું છે, એટલે તે વાક્યથી જડ અને જીવનું પૃથક્ નિરૂપણ કરીને બ્રહ્મનું સર્વરૂપત્વ નિરૂપણ કરેલું છે.**

જીવબ્રહ્મના ઐક્યની અન્યથા અનુપપત્તિથી તત્ત્વમસ્યાદિ વાક્યાનુસાર બિમ્બ ને પ્રતિબિમ્બનું ઐક્ય ઘટે છે, માટે બિમ્બપ્રતિબિમ્બત્વકલ્પના કરાય છે, એ શઙ્કાનો અનુદય કરવાને માટે કહે છે કે **तत्त्वमसि** એ વાક્ય મહાવાક્ય નથી. આ વાક્ય છાન્દોગ્યોપનિષદ્માં

શ્વેતકેતુ ઉપાખ્યાનને વિષે છે. તેમાં **अपि वा तमादेशमप्राक्ष्यो येनाऽश्रुतं श्रुतं भवति** ઇત્યાદિ વાક્યના ઉપક્રમમાં એક વિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય છે એમ કહેલું છે, તે જો એક જ સર્વ નામરૂપાત્મક હોય તો સમ્ભવે છે. જેમ સોનાના ખણ્ડ (કડકા), સોનાના ઘાટ, બધું સોનું છે. એ પ્રકારે સોનાના જ્ઞાનથી તેનું જ્ઞાન થાય છે, અને તેને માટે જ (એક જ્ઞાનથી સર્વ વિજ્ઞાનને માટે) **सदेव सौम्य**થી આરમ્ભી "**ऐतदात्म्यमिदं सर्वम् तत्सत्यम् स आत्मा तत्त्वमसि**" એ પ્રમાણેનું સમ્પૂર્ણ મહાવાક્ય છે. એ સઘળા વાક્યથી સર્વ જડ વસ્તુનું બ્રહ્માત્મકત્વ કહેલું છે, અને **तत् सत्यं** એ વાક્યથી જડગત (નશ્વરાદિ) દોષોનો પરિહાર કરેલો છે, અને પૂર્વ અને ઉત્તર, જડ અને જીવનું સદાત્મકત્વ હોવામાં **स आत्मा** તે આત્મા છે એમ મધ્યમાં હેતુ બતાવેલો છે. આ પ્રકારે જડનું સદાત્મકત્વ કહીને **तत्त्वमसि** એટલા વાક્યથી જીવનું પણ શ્રુતિ સદાત્મકત્વ કહે છે. આ ઉપદેશ છે, એ વાત **आवृत्तिरसकृदुपदेशात्** એ સૂત્રથી સિદ્ધ થાય છે. **ऐतदात्म्यम्** એ વાક્યમાં જેમ સદંશમાં ભાગત્યાગલક્ષણા નથી, તેમ ચિદંશમાં પણ ભાગત્યાગલક્ષણા નથી એમ જાણવું. શ્વેતકેતુ ભગવદવતાર છે એમ પણ જાણવું નહિ. તે ભગવદવતાર છે એમ કહીએ તો પૂર્વે સ્તબ્ધત્વ આદિ દોષ કહેલા છે તેનો વિરોધ આવે. સમગ્ર વાક્ય બ્રહ્મવાક્ય હોવાથી તેનો **तत्त्वमसि** એટલો એકદેશ જીવબ્રહ્મના ઐક્યનો બોધ કરાવતો નથી. બોધ કરાવે છે એમ કહેવાથી વાક્યભેદ થાય, અને ઉપક્રમનો વિરોધ આવે. કેટલાક **तत्सत्य**થી આરમ્ભીને આઠ પદનું મહાવાક્ય કહે છે, માટે એ કહેવું પણ ઉપર પ્રમાણે દૂષિત છે.

**अतत्त्वमसि** એ પ્રકારનો અર્થ તો વૈદિકને સમ્મત નથી. આ વાક્ય અન્ય પ્રયોજનને માટે કહેવાથી તેમાં વિદ્યા ઉત્પન્ન કરવાની શક્તિ નથી. જડ અને જીવને પૃથક્ બતાવીને સર્વ બ્રહ્મ છે એ પ્રકારે કહેવાને માટે જીવની બ્રહ્મરૂપતાનું નિરૂપણ કરેલું છે. ત્યાં વાદી એમ કહે કે ભલે વાક્યભેદ હો, તેમ હોવાથી એટલું જ વાક્ય જીવની બ્રહ્મતાનો બોધ કરે છે. જીવની બ્રહ્મતા સાક્ષાત્ નહિ ઘટવાથી ભાગત્યાગલક્ષણાથી અખણ્ડ વાક્યાર્થનો બોધ કરે છે. ત્યાં કહે છે કે બહુ સારૂં કર્યું કે બુદ્ધિમાન્ પુરુષમાં બગલાને બાંધવાનો પ્રયાસ માગ્યો. ઉપદેશનું ફલ શું એનો વિચાર કરવો જોઈએ. એ વાક્યવડે થયેલ બ્રહ્મભાવથી અધિક ધર્મ થઈ શકતો નથી. દેહાદિભેદબોધક સાઙ્ખ્યાદિસ્મૃતિથી દોષ નિરાકરણનો સમ્ભવ હોવાથી પ્રકરણભેદનો પણ અઙ્ગીકાર કરીને મહાવાક્યથી ઉપદેશનો પ્રયાસ વ્યર્થ છે.

**अलौकिकं तत्प्रमेयं न युक्त्या प्रतिपद्यते ।**
**तपसा वेदयुक्त्या च प्रसादात्परमात्मनः ॥ ६२ ॥**
**विद्यां प्राप्नोत्युरुक्लेशः क्वचित् सत्ययुगे पुमान् ।**
**सर्वज्ञत्वं च तस्येष्टं लिङ्गं तेजोप्यलौकिकम् ॥ ६३ ॥**
**तत्प्राप्तावपि नो मुक्तिर्जाग्रत्स्वप्नवदुद्भवः ।**
**अविद्याविद्ययोस्तस्माद्भजनं सर्वथा मतम् ॥ ६४ ॥**

**તે પ્રમેય અલૌકિક છે. તે લૌકિકશક્તિથી જાણી શકાતું નથી. પણ તપ વેદાનુકૂલયુક્તિ તથા પરમાત્માના પ્રસાદ થકી જાણી શકાય છે. પુરુષ ઘણા ક્લેશથી કોઈ દેશમાં સત્યયુગમાં વિદ્યા પ્રાપ્ત કરે છે.**

**અને તેનું (વિદ્યાનું) ચિન્હ સર્વજ્ઞત્વ અને અલૌકિક તેજ છે. તે પ્રાપ્ત થવાથી પણ મુક્તિ થતી નથી. જેમ જાગ્રત્ અને સ્વપ્નનો પરસ્પર ઉદ્ભવ થાય છે, તેમ વિદ્યા અને અવિદ્યાનો ઉદ્ભવ થાય છે, માટે મુક્તિને સારૂ સર્વ પ્રકારે ભજન માનેલું છે.**

વાદી જો એમ કહે કે, એમ ન હોય તો શ્રુતિ અભેદનો કેમ ઉપદેશ કરે છે? એ શઙ્કાના નિરાસને માટે કહે છે કે લૌકિકવસ્તુ લૌકિકયુક્તિથી જણાય છે. બ્રહ્મ તો વૈદિક છે, તેથી વેદપ્રતિપાદિત બ્રહ્મનું જ્ઞાન શબ્દના સાધારણ પ્રકારથી થતું નથી, પરન્તુ તે જાણવાને માટે બીજું સાધન છે. તે સાધનમાં પ્રથમ તપ છે અને બીજું સાધન વેદયુક્તિ છે અને ભગવત્પ્રસાદ એ મુખ્ય કારણ છે, તપ અને વેદાનુકૂલયુક્તિથી પણ ભગવત્પ્રસન્નતા વગર પ્રમેય (બ્રહ્મ) જાણી શકાતું નથી. કોઈ દેશમાં સત્યયુગમાં પઞ્ચાઙ્ગસમ્પત્તિ પ્રાપ્ત થાય ત્યારે વાક્યાર્થજ્ઞાનથી વિદ્યા પ્રાપ્ત થાય છે. એમ ન હોય તો **कं ब्रह्म, खं ब्रह्म** એ ઉપાખ્યાનમાં ઉપદેશમાત્રથી બોધ કેમ થાય અને હાલના પુરુષોને તેથી કેમ બોધ થતો નથી? એથી સિદ્ધ થાય છે કે પાંચે અંગ (જેનું વર્ણન પાછળ શ્લોક ૪૫ મામાં કરેલું છે.) હોય તો જ વાક્યથી જ્ઞાન થાય છે. આ વખતના પુરુષને પણ જ્ઞાન થાય છે એમ વાદી કહે તો તેના ઉત્તરમાં કહેવામાં આવે છે કે જ્ઞાન થયાનાં બે ચિહ્ન છે, તેમાંનું એક પોતાને જણાય છે અને બીજું બીજાઓને જણાય છે. એ બે ચિહ્ન સર્વજ્ઞત્વ અને અલૌકિક તેજ છે. સર્વજ્ઞત્વ પોતાને જ માલમ પડે છે અને અલૌકિક તેજ બીજાઓને માલમ પડે છે.

વળી વાદી એમ કહે કે વાક્યાર્થજ્ઞાનમાં જ ભક્તિનો ઉપદેશ કહ્યો, તેથી શાસ્ત્રપર્યવસાન વિદ્યામાં છે, પણ ભક્તિમાં નથી. એના ખુલાસામાં કહે છે કે ઉપનિષદ્ વાક્યવડે મહાવાક્યાર્થરૂપ વિદ્યા પ્રાપ્ત કરવાથી પણ બ્રહ્મભાવ કે, સાયુજ્ય થતું નથી, કેમ કે જેમ જાગરણ અને સ્વપ્ન પરસ્પર કાલે કરીને આવિર્ભાવ અને તિરોભાવને પામે છે, તેમ જ વિદ્યા અને અવિદ્યા બન્ને એકબીજાનું મર્દન કરે છે. વિદ્યાના ઉપમર્દનથી ફરીથી અવિદ્યાનો આવિર્ભાવ થાય છે, માટે ભગવદ્ભજનને અભાવે વિદ્યાને માટે કરેલો પ્રયાસ વ્યર્થ છે. તે કારણથી સ્વતંત્રભક્તિ અથવા સાયુજ્યને માટે સર્વ પ્રકારે ભજન માનેલું છે.

**सच्चिदानन्दरूपं तु ब्रह्म व्यापकमव्ययम् ।**
**सर्वशक्ति स्वतन्त्रं च सर्वज्ञं गुणवर्जितम् ॥ ६५ ॥**

**બ્રહ્મ સચ્ચિદાનન્દરૂપ, વ્યાપક, નાશરહિત, સર્વશક્તિમાન્, સ્વતન્ત્ર, સર્વજ્ઞ, પ્રાકૃત ગુણરહિત છે.**

એ પ્રકારે જીવપ્રકરણ સમાપ્ત કરીને હવે બ્રહ્મપ્રકરણનું નિરૂપણ કરવામાં આવે છે. બ્રહ્મ એ શબ્દ જ્ઞાનક્રિયા ઉભયવિશિષ્ટને પરબ્રહ્મને બતાવનારો છે. (તે અક્ષરવાચક નથી પણ પુરુષોત્તમવાચક છે.) સર્વ ગુણોનું એક બ્રહ્મને વિષે નિયમન હોવાથી બ્રહ્મપદનો અર્થ વ્યાપક થાય છે. **अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा** ઇત્યાદિ. (અરે મૈત્રેયી! નિશ્ચય આ આત્મા અવિનાશી અને નાશ નહિ થાય એવા ધર્મવાળો છે) આ શ્રુતિથકી બ્રહ્મ અવ્યય છે. તેમાં સ્વરૂપ અને ધર્મ બન્નેનું શ્રુતિમાં અવિનાશીપણું કહેલું છે. **यः सर्वज्ञः सर्वशक्तिः** એ શ્રુતિથી બ્રહ્મ સર્વજ્ઞ અને સર્વશક્તિવાળું છે. જો બ્રહ્મ ધર્મ વગરનું હોય તો સર્વને અનુપાસ્ય, અપ્રાપ્ય અને અફલ થાય. બ્રહ્મ પૂર્ણજ્ઞાન ક્રિયાશક્તિયુક્ત હોવાથી સ્વતન્ત્ર છે. **चकारवडे**

**सर्वस्य वशी सर्वस्येशानः** એ શ્રુતિથકી બ્રહ્મ સર્વને વશ કરે છે. તે પ્રાકૃત ગુણથકી રહિત છે. એ પ્રકારે બ્રહ્મના છ ધર્મ, ૧ ઐશ્વર્ય, ૨ વીર્ય, ૩ યશ, ૪ શ્રી, ૫ જ્ઞાન, અને ૬ વૈરાગ્ય ગુણનું વર્ણન કર્યું.

**सजातीयविजातीयस्वगतद्वैतवर्जितम् ।**
**सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकैः सदा ॥ ६६ ॥**
**सर्वाधारं वश्यमायमानन्दाकारमुत्तमम् ।**
**प्रापश्चिकपदार्थानां सर्वेषां तद्विलक्षणम् ॥ ६७ ॥**

**તે બ્રહ્મ સજાતીય, વિજાતીય, સ્વગત ભેદરહિત છે, અને નિત્ય સ્વાભાવિક સત્યાદિ હજારો ગુણથી યુકત છે.**

**સર્વના આધારભૂત, માયાને વશ રાખનાર, આનન્દાકાર, ઉત્તમ અને પ્રાપઞ્ચિક પદાર્થોના ગુણથકી વિલક્ષણ છે.**

વ્યાપક એટલે દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન. જેનું વસ્તુપરિચ્છેદત્વ હોય તેનું વ્યાપકત્વ સમ્ભવતું નથી, માટે ત્રણ પરિચ્છેદનો નિષેધ કરવામાં આવે છે. સજાતીય જીવ, વિજાતીય જડ અને સ્વગત અન્તર્યામી એ ત્રણેને વિષે ભગવાન્ અનુસ્યૂત છે અને એ ત્રણ રૂપ પોતે જ થાય છે, તેથી તેવડે થતા ભેદથી રહિત છે. આ ઠેકાણે એ ત્રણેને વિષે અવતારની પેઠે બુદ્ધિ કરવી. આ પ્રકારે ભગવત્ત્વ પ્રતિપાદન કરીને તન્ત્રમાં કહેલાં ભગવાન્‌ના ગુણો કહેવામાં આવે છે. **सत्यं शौचं** ઇત્યાદિ શ્લોકોમાં ભગવાન્‌ના સત્યાદિગુણોનું બોધન કરેલું છે. તે ગુણો સ્વાભાવિક છે અને સૃષ્ટિ પ્રલયાદિકમાં પણ વિદ્યમાન જ રહે છે. પૂર્વે કહેલા સત્યાદિ ગુણ વૈદિક છે, એમ બતાવવાને માટે ફરીથી શ્રુતિમાં કહેલા ગુણોનું સઙ્ક્ષેપથી વર્ણન કરવામાં આવે છે.

**सेतुर्विधरणः** એ શ્રુતિથકી બ્રહ્મ સર્વના આધારભૂત છે.

ગીતામાં બ્રહ્મને માયાનો સમ્બન્ધ કહેલો છે, તેથી બ્રહ્મ માયાને આધીન થાય એ શઙ્કા દૂર કરવાને માટે મૂળમાં **वश्यमायम्** કહેલું છે. એ વાક્યથી બ્રહ્મને આધીન માયા છે એમ બતાવેલું છે. બ્રહ્મ સાકાર એટલે આનન્દાકાર અને અક્ષરથકી ઉત્તમ છે. કારણના ધર્મો જ કાર્યમાં હોય છે, તોપણ કાર્યગત ગુણોમાં અન્યથા પ્રતીતિ થાય છે, તેની વ્યાવૃત્તિ (ભિન્નતા)ને માટે કહે છે કે પ્રાપઞ્ચિક સર્વ પદાર્થથકી બ્રહ્મ વિલક્ષણ છે.

**जगतः समवायि स्यात्तदेव च निमित्तकम् ।**
**कदाचिद्रमते स्वस्मिन् प्रपञ्चेऽपि क्वचित् सुखम् ॥ ६८ ॥**

**તે જ બ્રહ્મ જગત્‌નું સમવાયિ કારણ છે અને તે જ નિમિત્તકારણ છે. એ બ્રહ્મ કોઈ વખત પોતાના સ્વરૂપમાં રમે છે અને કોઈ વખત સુખથી પ્રપઞ્ચમાં રમે છે.**

આ પ્રકારે બ્રહ્મના ધર્મને કહીને તેનું કાર્ય કહે છે. સર્વ કાર્યરૂપ જગત્‌નું બ્રહ્મ જ સમવાયિકારણ છે. ગાર્ગિબ્રાહ્મણમાં બ્રહ્મને વિષે સર્વ ઓતપ્રોત પ્રસિદ્ધ છે અને સર્વનું નિમિત્તકારણ પણ એ બ્રહ્મ જ કહેલું છે, તેમ જ કર્તા પણ બ્રહ્મ છે. પ્રપઞ્ચના નિર્માણનું

એ કારણ છે કે જે વખતે પ્રપઞ્ચમાં રમણની ઇચ્છા થાય, તે વખતે બ્રહ્મ પ્રપઞ્ચનો વિસ્તાર કરે છે અને પોતાને વિષે રમણની ઇચ્છા થાય ત્યારે પ્રપઞ્ચને પોતાને વિષે લીન કરે છે.

यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।
स्यादिदं भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः ॥ ६९ ॥

**જેને વિષે, જે વડે, જેના થકી, જે સમ્બન્ધી, જેને અર્થે અને જે જે પ્રકારે જ્યારે થાય છે, ત્યારે તે સર્વ પ્રધાન-પુરુષના નિયન્તા સાક્ષાત્ ભગવાન્ છે.**

કાર્યાદિભાવ કોઈ અન્ય પદાર્થ છે, એમ શઙ્કા થાય ત્યાં બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છે. સાતે વિભક્તિના પ્રકારનો અર્થ ભગવાન્ જ છે. પ્રકૃતિ, પુરુષ અને કાળ પણ તે જ છે.

यः सर्वत्रैव सन्तिष्ठन्नन्तरः संस्पृशेन्न तत् ।
शरीरं तं हि वेदेत्थं योऽनुविश्य प्रकाशते ॥
सर्ववादानवसरं नानावादानुरोधि तत् ॥ ७० ॥
अनन्तमूर्ति तद्ब्रह्म कूटस्थं चलमेव च ।
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ॥ ७१ ॥

**જે બ્રહ્મ સર્વને વિષે અન્દર સ્થિતિ કરતા છતાં પણ સર્વ કાર્યને પોતાના મધ્યમાં સ્થાપન કરે છે, તોપણ તે કાર્યને પોતે સ્પર્શ કરતા નથી. બ્રહ્મ સર્વને પોતાના શરીરરૂપ માની તેમાં પ્રવેશ કરીને પ્રકાશે છે, પણ શરીર એ પ્રકારે તેને જાણતું નથી. તે બ્રહ્મ કોઈપણ વાદનો વિષય નથી અને તે સર્વ વાદને અનુસરે છે. તે બ્રહ્મ અનન્તમૂર્તિ છે, કૂટસ્થ અને ચલ છે, તે સર્વ વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે અને યુક્તિનો અવિષય છે.**

એ પ્રકારે પૂર્વસ્થિતિ કહીને પછીની સ્થિતિ કહેવામાં આવે છે. બ્રહ્મ સર્વ પદાર્થમાં પોતે સ્થિતિ કરે છે, અને તેને પોતાના મધ્યમાં સ્થાપન કરે છે. એ પ્રમાણે આધાર અને આધેયભાવ પોતે થાય છે, તોપણ કોઈ પદાર્થને પોતે સ્પર્શ કરતું નથી. કદાપિ એમ શઙ્કા થાય કે તે પ્રમાણે અજ્ઞાનથી એમ થાય છે, તો તે શઙ્કા દૂર કરવાને કહે છે કે, બ્રહ્મ સર્વ પદાર્થને પોતાના શરીરત્વે માને છે, તેથી સર્વ તેને જ્ઞાપક થાય છે, તોપણ તેને બ્રહ્મ સ્પર્શ કરતું નથી. ત્યારે એમ શઙ્કા થાય કે ભગવાન્ આનન્દનિધિ હોવાથી શરીર તેનો સ્પર્શ કરે, ત્યાં કહે છે કે, જે બ્રહ્મ શરીરમાં પ્રવેશ કરીને પ્રકાશે છે તેને શરીર જાણતું નથી. શ્રુતિમાં પણ કહેલું છે કે—

यः पृथिव्यां तिष्ठन्पृथिवीमन्तरो यमयति यस्य पृथिवी शरीरं यं पृथिवी न वेद स आत्मा अन्तर्याम्यमृतः

**જે પરમેશ્વર પૃથ્વીમાં સ્થિતિ કરતા પૃથ્વી થકી ભિન્ન છે, જેનું પૃથ્વી શરીર છે, તેને પૃથ્વી જાણતી નથી (બૃહદારણ્યક.)**

શ્રુત્યાદિભેદે વિષયનું જુદા જુદા પ્રકારનું પ્રતિપાદન હોવાથી, અન્યોન્ય વિરોધવડે બ્રહ્મને વિષે કાંઇપણ પ્રમાણ થશે નહિ, એ શઙ્કાના ખુલાસામાં કહે છે કે સર્વભવનસામર્થ્ય-

વડે બ્રહ્મ વિરૂદ્ધ ધર્માશ્રય હોવાથી શ્રુતિઓમાં જુદાં જુદાં વાક્યની એકવાક્યતા નિરૂપણ કરેલી છે. વાદીનાં વાક્યો બ્રહ્મના જૂદા જૂદા અંશને પ્રતિપાદન કરનારાં નથી, કેમ કે વાદીના હૃદયનો અભિપ્રાય તેવો નથી, માટે સર્વવાદ સ્વભ્રાન્તિકલ્પિત હોવાથી વસ્તુ સ્પર્શ નહિ કરવાને લીધે, બ્રહ્મ, તે વાદનો વિષય થતું નથી. કદાપિ એમ શઙ્કા કરે કે વાદીનું હૃદય જે પ્રમાણે હોય તે પ્રમાણે સરસ્વતીરૂપ વાક્યની એકવાક્યતા કેમ ન થાય? એ શઙ્કા દૂર કરવાને માટે કહે છે કે, નાના પ્રકારના વાદને અનુસરનારૂં પણ બ્રહ્મજ છે. એક એક વાદ બ્રહ્મના એક એક ધર્મ પ્રતિપાદક એક એક વાક્યનું અઙ્ગ છે. એ પ્રકારે ભગવાન્ સર્વ વાદોને અનુસરે છે.

બ્રહ્મને વિષે વિરૂદ્ધ ધર્મો છે, તે જણાવવાને માટે કહે છે કે બ્રહ્મ અનન્તમૂર્તિ છે. વ્યાપકત્વ એકત્વ બતાવે છે, અને અનન્તમૂર્તિ બહુત્વ બતાવે છે. આ પ્રકારે પરસ્પરવિરુદ્ધ ગુણ કહીને વિરુદ્ધ ક્રિયા કહે છે. બ્રહ્મ કૂટસ્થ (સ્થિર) છે, અને ચલાયમાન (ગતિ વાળું) પણ છે. મૂલમાં **एवकार** છે તે સગુણાદિભેદને જણાવે છે, તેમજ **चकार**થી નહિ કહેલા વિરુદ્ધ ધર્મો સમજી લેવા. વાક્યની પેઠે બ્રહ્મમાં પણ વિરોધની શઙ્કા થાય તેના સમાધાનને માટે સ્પષ્ટ કહે છે કે જેમ પૃથ્વી સહજવિરુદ્ધ જીવોનો (ઉંદર-બિલાડી વગેરેનો) આધાર છે, તેમ બ્રહ્મ સર્વ વિરુદ્ધધર્મોનો આધાર છે. પૃથ્વીમાં જે વિરુદ્ધધર્મોનો આધાર જણાય છે, તે કારણનો એટલે બ્રહ્મનો જ છે. વિષેશવડે લૌકિકયુક્તિનો વિષય બ્રહ્મ નથી, કેમ કે તે લૌકિક યુક્તિથી જણાતું નથી.

**आविर्भावतिरोभावैर्मोहनं बहुरूपतः ।**
**इन्द्रियाणां तु सामर्थ्याददृश्यं स्वेच्छया तु तत् ॥ ७२ ॥**

**આવિર્ભાવ અને તિરોભાવવડે બહુરૂપથી બ્રહ્મ મોહ ઉત્પન્ન કરે છે. તે ઇન્દ્રિયોના સામર્થ્યથી અદૃશ્યજ છે, અને પોતાની ઇચ્છાથી દૃશ્ય પણ છે.**

કોઈ એમ શઙ્કા કરે કે અવતારને વિષે શ્રુતિ બ્રહ્મત્વ કહે છે. અવતાર જેમ લૌકિકપ્રમાણનો વિષય થાય છે તેમ બ્રહ્મ લૌકિકયુક્તિનો પણ વિષય થાય. આ શઙ્કાના ખુલાસામાં કહે છે કે આવિર્ભાવ એટલે અવતાર. અર્થાત્ મત્સ્યાદિરૂપવડે પ્રાકટ્ય થવું તે. તિરોભાવ એટલે અવતારની સમાપ્તિ. આવિર્ભાવ બહુ પ્રકારના છે. કોઈ વખત ભગવાન્ સ્થાવર થકી પ્રકટ થાય છે, કોઈ વખત જઙ્ગમ થકી પ્રકટ થાય છે, અને કોઈ વખત સ્થાવર જઙ્ગમ સિવાય સ્વતઃપ્રકટ થાય છે. આ બધા પ્રકાર નટની પેઠે મોહ કરનારા છે, તેથી ભગવાન્ લૌકિકયુક્તિનો વિષય થતા નથી, કેમ કે કોઈ પણ લૌકિક મત્સ્ય એક દિવસમાં સો યોજન વધી શકતો નથી, તેમ લૌકિક વરાહ ક્ષણવારમાં પર્વતસમાન રૂપવાળો થઈ શકતો નથી, માટે બ્રહ્મને લૌકિકયુક્તિનું વિષયત્વ કહેવું એ ભ્રાન્તિ છે. કદાપિ એમ શઙ્કા કરવામાં આવે કે કૃષ્ણાદિ અવતારો સર્વ મનુષ્યોએ દીઠેલા છે, તો તેથી બ્રહ્મ લૌકિક પ્રમાણનો વિષય થયું, એ શઙ્કાની નિવૃત્તિને માટે કહે છે કે, ચક્ષુ પોતાના સામર્થ્યવડે ભગવાનને જોઈ શકતું નથી, પણ મને સર્વ જુઓ એવી ભગવાન્‌ની ઇચ્છા થાય ત્યારે જોઈ શકે છે.

**आनन्दरूपे शुद्धस्य सत्त्वस्य फलनं यदा ॥**
**तदा मरकतश्याममाविर्भावे प्रकाशते ॥ ७३ ॥**

**આનન્દરૂપ બ્રહ્મને વિષે જ્યારે શુદ્ધ સત્ત્વનું ફલન (પ્રભા પડવી) થાય છે ત્યારે આવિર્ભાવમાં એટલે અવતારમાં મરકત (મણિ) ના સરખું શ્યામ બ્રહ્મ પ્રકાશે છે.**

કોઈ શઙ્કા કરે કે રૂપવાળું દ્રવ્ય ચક્ષુનો વિષય છે. તો બ્રહ્મ મહત્ અને અદ્ભુત રૂપવાળું હોવાથી ચક્ષુનો વિષય કેમ ન થાય? ત્યાં કહે છે કે બ્રહ્મને વિષે આનન્દજ રૂપસ્થાનીય છે. તેને વિષે (એ આનન્દને વિષે) ભગવાન્‌ના આસનત્વવડે સ્ફુરિત થયેલા દેવતારૂપ શુદ્ધ સત્ત્વનું પ્રતિફલન (પ્રતિબિમ્બ) થવાથી એ આનન્દ નીલમેઘના જેવો જણાય છે. જેમ સ્ફટિક શ્વેત પાષાણરૂપ હોવા છતાં પણ જપાકુસુમનું રક્તપણું ગ્રહણ કરીને પાષાણ થકી પોતાનું જુદું રૂપ દેખાડે છે, તેમ બ્રહ્મ પણ જગત્‌ને વિષે પ્રકટ હોવા છતાં સત્ત્વગુણની શ્યામતા ગ્રહણ કરીને પોતાનું બ્રહ્મત્વ જણાવે છે. સત્ત્વ, રજ અને તમોગુણની શ્યામ, રક્ત, અને શ્વેતતાનો વિષ્ણુ, બ્રહ્મા અને શિવના વર્ણથી નિર્ણય થાય છે.

चतुर्युगेषु च तथा नानारूपवदेव तत् ।
उपाधिकालरूपं हि तादृशं प्रतिबिम्बते ॥ ७४ ॥

**જે રીતે ગુણાવતારમાં બ્રહ્મનાં જુદાં જુદાં રૂપ છે, તે રીતે ચાર યુગમાં પણ બ્રહ્મ જુદા જુદા રૂપવાળું જ જણાય છે, કારણ કે જુદા જુદા રૂપવાળું ઉપાધિરૂપ કાળનું સ્વરૂપ બ્રહ્મમાં પ્રતિબિમ્બિત થાય છે.**

કૃતયુગમાં બ્રહ્મ શુકલવર્ણનું અને ચતુર્બાહુવાળું જણાય છે. તેમ જણાવવામાં કારણ એ છે કે સત્યાદિયુગાભિમાની દેવતાનું રૂપ બ્રહ્મમાં પ્રતિબિમ્બિત થાય છે, તેથી કાળભેદને લીધે રૂપનો ભેદ થાય છે, અર્થાત્ સત્યયુગમાં કાળનું રૂપ શ્વેત હોય છે, તે કારણથી સત્યયુગમાં બ્રહ્મનું રૂપ શ્વેત જણાય છે. તેમજ ત્રેતામાં કાલનો વર્ણ રક્ત, દ્વાપરમાં શ્યામ, અને કલિયુગમાં કૃષ્ણ હોય છે, તેથી બ્રહ્મનું રૂપ તે તે યુગમાં તે તે વર્ણનું ભજનારને પ્રતીત થાય છે.

अथवा शून्यवद् गाढं व्योमवद् ब्रह्म तादृशम् ।
प्रकाशते लोकदृष्ट्या नाऽन्यथा दृक् स्पृशेत् परम् ॥ ७५ ॥

**અનવગાહ્ય બ્રહ્મ શૂન્ય અને આકાશની પેઠે લોક દૃષ્ટિથી નીલ પ્રકાશિત થાય છે, બીજે પ્રકારે દૃષ્ટિ પરબ્રહ્મને સ્પર્શ કરી શકતી નથી.**

મેઘાદિરહિત આકાશદેશમાં નીલત્વ પ્રતીત થાય છે. ચક્ષુ રૂપવાળા દ્રવ્યને ગ્રહણ કરે છે અને દ્રવ્ય ન હોવાથી દૂર જઈ નીલવર્ણ જેવું જુએ છે, તેટલાથી આકાશ કે અન્ધકારમાં રૂપ છે એમ સમજવું નહિ. તેવી રીતે બ્રહ્મ પણ ગમ્ભીરતાવડે લોકદૃષ્ટિથી નીલ જેવું પ્રતીત થાય છે. પૂર્વ પક્ષ કરતાં આ પક્ષ શ્રેષ્ઠ છે, કેમ કે ઇન્દ્રિયો બહારગમન કરનાર છે, તેથી પરમાત્માને ચક્ષુ સ્પર્શ કરી શકતું નથી. જો ચક્ષુ સ્પર્શ કરી શકે તો બ્રહ્મનું પરત્વ ઘટે નહિ.

आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ।
पक्षान्तरेऽपि कर्म स्यान्नियतं तत्पुनर्बृहत् ॥ ७६ ॥

**બ્રહ્મના સ્વરૂપનીજ સૃષ્ટિ હોવાથી સૃષ્ટિ રચવાથી બ્રહ્મમાં વૈષમ્ય-**

**નૈર્ઘૃણ્યદોષ પણ આવતો નથી. મતાન્તરમાં કર્મનો સ્વીકાર કરવામાં આવે છે, પણ કર્મના સ્વરૂપનો વિચાર કરીએ તો કર્મ પણ બ્રહ્મજ છે.**

આ પ્રકારે લૌકિકદોષનો પરિહાર કરી સૃષ્ટિ કરવાથી વિષમતા અને નિર્દયપણું પ્રાપ્ત થાય તેનો પરિહાર કરે છે. **स आत्मानं स्वयमकुरुत** એ શ્રુતિમાં પોતાના સ્વરૂપથી સૃષ્ટિ હોવાથી જગત્‌માં નાના પ્રકારના દેહોને ઉત્પન્ન કરતા છતાં પણ ભગવાન્ પોતે વિષમ થતા નથી, તેમ ક્રૂર કર્મ કરવા છતાં પણ નિર્દય થતા નથી. મૂલમાં ચકાર થકી બીજા દોષનો પણ પરિહાર સમજી લેવો. મતાન્તરમાં વૈષમ્ય નૈર્ઘૃણ્યનો પરિહાર કરવા માટે કર્મનો સ્વીકાર કરવામાં આવે છે. કર્મના સ્વરૂપનો જો વિચાર કરીએ તો, કર્મ બ્રહ્મ થકી અભિન્ન છે, તેથી તેનો તે દોષ કાયમ રહે છે. કર્મને બ્રહ્મના સ્વરૂપ થકી ભિન્ન ગણીએ તો બ્રહ્મ કર્માધીન થવાથી અસ્વતન્ત્ર થાય છે. કર્મને આધીન જ જો સુખ દુઃખ થતું હોય તો ઈશ્વરકારણતા સમ્ભવે નહિ, અને ગીતાજીમાં **सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च** એ શ્લોકથી કહ્યું છે કે સુખ દુઃખ વગેરે મારા થકી જ થાય છે, એ કહેવું સમ્ભવે નહિ. બ્રહ્મ લૌકિક નહિ હોવાથી લોકની પેઠે તેમાં દૂષણ સ્થાપવું યુક્ત નથી. માટે આત્મસૃષ્ટિથી જ વિષમતા અને નિર્દયતાનો પરિહાર થાય છે. **वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्** એ સૂત્ર તો લોકબુદ્ધિ અનુસારે છે, એમ ન હોય તો **फलमत उपपत्तेः** ફલ ઈશ્વર થકીજ ઘટે છે, એ અધિકરણનો વિરોધ આવે.

**स एव हि जगत्कर्ता तथापि सगुणो न हि ॥**
**गुणाभिमानिनो ये वै तदंशाः सगुणाः स्मृताः ।**
**कर्ता स्वतन्त्र एव स्यात्सगुणत्वे विरुध्यते ॥ ७७ ॥**

**તેજ ભગવાન્ જગત્કર્તા છે તોપણ તે સગુણ નથી. જે દેવતાઓ ગુણાભિમાની કહેલા છે તે ભગવાન્‌ના અંશ છે, અને તેઓ સગુણ કહેવાય છે. કર્તા સ્વતન્ત્રજ થાય છે. સ્વતન્ત્રતામાં સગુણત્વ વિરુદ્ધ છે.**

વાદી એમ કહે છે કે ઈશ્વર ગુણને આધીન હોવાથી કર્માનુસારે જ કર્તા હોઈ શકે. એ શઙ્કાનો નિરાસ કરવાને માટે કહે છે કે ઉંચ નીચ સ્વભાવવાળા જગત્‌ને જે ઉત્પન્ન કરે છે તે જગત્કર્તા છે, પણ સગુણ નથી. કર્તા (ભગવાન્) સગુણ નથી એ સિદ્ધ કરવાને માટે ગુણનું લક્ષણ કહેવામાં આવે છે. ગુણ અભિમાનને ઉત્પન્ન કરે છે. જેને દેહ ઇન્દ્રિય વગેરેનું અભિમાન ન હોય પણ ગુણનું અભિમાન હોય તોપણ તે સગુણ કહેવાય છે. ગુણો સૃષ્ટિના, તેના પાલનના અને લયના હેતુભૂત છે. તે ગુણો અધિષ્ઠાતા દેવતા વગર કાર્ય કરી શકતા નથી, તેથી અધિષ્ઠાતા દેવતાઓ સગુણ કહેવાય છે, અને તે દેવતાઓ ભગવાન્‌ના અંશ છે એમ સ્મૃતિપુરાણથી સિદ્ધ થાય છે. નિયન્તા મૂલ કર્તા ભગવાન્ સગુણ નથી, કારણ કે કર્તા સ્વતન્ત્રજ હોઈ શકે.

**केचिदत्रातिविमलप्रज्ञाः श्रौतार्थबाधनम् ।**
**कृत्वा जगत्कारणतां दूषयन्ति हरौ परे ॥ ७८ ॥**

**જેની નિર્મલબુદ્ધિ જતી રહેલી છે એવા કેટલાક પુરુષો શબ્દના મુખ્ય અર્થનો બાધ કરીને પરબ્રહ્મને વિષે જગત્‌ની કારણતા દૂષિત કરે છે.**

આ પ્રકારો, પોતાનો મત સ્થાપન કરીને પરમતનું નિરાકરણ કરવાને માટે ભગવાન્‌ને સગુણ માનનારા પુરુષોનો ઉપહાસ કરે છે. શ્રુતિ એ મુખ્ય અથવા અભિધાવૃત્તિથી પ્રકરણાનુસારે જે અર્થ પ્રતિપાદન કરાય તેજ શ્રુત્યર્થ છે, તેમાં **सदेव सौम्येदमग्र आसीत्, ब्रह्म विदाप्नोति परम्, भृगुर्वै वारुणिः**, ઈત્યાદિ સન્દિગ્ધ બ્રહ્મપ્રકરણને વિષે કેવલ બ્રહ્મનું જ જગત્ કારણત્વ પ્રતિપાદન કરેલું છે, અને તેની પેઠે બીજાં સન્દિગ્ધ વાકયોમાં વ્યાસે સૂત્રથી નિર્ણય કરી તેમાં પણ કેવલ બ્રહ્મનું જગત્કારણત્વ પ્રતિપાદન કરેલું છે, પરન્તુ જેના થકી નિર્મલબુદ્ધિ જતી રહેલી છે એવા કેટલાક (દોઢડાહ્યા) પુરુષો વાકયાભાસ, અને યુકત્યાભાસને આગળ કરીને શ્રુતિ અને સૂત્રનો બાધ કરી બ્રહ્મની જગત્કારણતા દૂષિત કરે છે. જે બ્રહ્મ, શ્રુતિ, સૂત્રમાં જગત્‌ના કારણરૂપ કહેલું છે તે પુરુષોત્તમ છે.

**अनाद्यविद्यया बद्धं ब्रह्म तत्किल कारणम् ।**
**स्वाविद्यया संसरति मुक्तिः कल्पितवाक्यतः ॥ ७९ ॥**

**અનાદિ અવિદ્યાથી બન્ધાયલું બ્રહ્મ જગત્‌નું કારણ છે, અને તે બ્રહ્મ પોતાની અવિદ્યાથી સંસારને પામે છે. કલ્પિત વાકયો થકી તેઓ મુક્તિ માને છે. આ પ્રમાણે તેઓ સર્વને અલીક માને છે.**

હું અજ્ઞ છું એવા અનુભવથી સિદ્ધ થતી ભાવરૂપ અનાદિ અવિદ્યા છે, તેનાથી બન્ધાયલું ચૈતન્ય તેના અધ્યાસ થકી જગત્‌નું કારણ છે, કારણ કે કારણ કાર્યાનુરૂપ હોવું જોઈએ. કાર્ય જડરૂપ જગત્ હેય અને તુચ્છ સ્વરૂપવાળું છે, માટે તેનું કારણ પણ તેવુંજ હોવું જોઈએ. આવી રીતના યુકત્યાભાસો માયાવાદીઓ કરે છે. સિદ્ધાન્ત એવો છે કે **सत्यं चाऽनृतं च सत्यमभवत्, स आत्मानं स्वयमकुरुत, प्रजायेय**

ઉપરની શ્રુતિઓ કાર્યરૂપ જગત્‌નું બ્રહ્મત્વ નિઃસન્દિગ્ધ રીતે પ્રતિપાદન કરે છે. બ્રહ્મવિત્ પુરુષોના હૃદયમાં કોઈ વખત જગત્ હેય (ત્યાગ કરવા લાયક) અથવા તુચ્છ છે એવી પ્રતીતિ થતી નથી. પુરુષને પોતાના અઙ્ગમાં પૃથક્ ભાન થવાથી તેવી તુચ્છ પ્રતીતિ થાય છે, અર્થાત્ જગત્‌ને બ્રહ્મ થકી જુદું જાણવાથી તેવી પ્રતીતિ થાય છે, પરન્તુ શ્રુતિમાં બ્રહ્મ જગત્ થકી અભિન્ન છે એમ ન હોય તો બીજાદિકનું બ્રહ્મત્વ કથન મૂલ દૃષ્ટાન્તથી બાધિત થાય, એમ થવાથી સર્વ સન્માર્ગનો નાશ થાય. તેઓના વાકયાભાસો શ્રુતિના એક દેશમાંથી ગ્રહણ કરેલા છે. એ વાકયો નીચે મુજબ છે:—

**इन्द्रो मायाभिः पुरुरूप ईयते, अमृतापिधानाः, वाचारम्भणं विकारः, मायां तु प्रकृतिं विद्यात्**

તેઓને પદાર્થમાત્ર માયા છે. પરન્તુ વાક્યના વિરોધથી તે વાક્યાભાસો વાક્યાર્થમાં યથાર્થ સમ્ભવતા નથી, માટે યથાર્થ અર્થમાં શ્રુતિમાં માયાશબ્દથી કોઈ ઠેકાણે ઇન્દ્રિયોની વૃત્તિ કહેલી છે. કોઈ ઠેકાણે માયાને પ્રથમ અથવા સૂક્ષ્મકાર્ય કહેલું છે. અનૃતશબ્દથી દેહેન્દ્રિયાદિક કહેલું છે, પણ આ ઠેકાણે આ વાકયોમાં સ્વપ્નાદિના દૃષ્ટાન્તથી જગત્‌નું મિથ્યાત્વ કહેવું શકય નથી. મિથ્યા દૃષ્ટિ નાસ્તિકતા છે. અસુરો જગત્ માયા છે એમ કહે છે. **असत्यमप्रतिष्ठं तेजगदाहुरनीश्वरं** આસુર પુરુષો જગત્‌ને અસત્ય, (રજ્જુમાં સર્પની પેઠે)

પ્રતિષ્ઠા વગરનું, અને ઇશ્વરરહિત કહે છે. એ વાકયોથી જગત્‌ના મિથ્યાત્વનો બાધ થાય છે. જગત્‌ના સત્યત્વને બતાવનાર હજારો વાકયો છે. **स सभूतं स भव्यम्, हरिरेव जगत्,** એ વાકયો જગત્‌નું બ્રહ્મત્વ કહે છે.

જેઓ પોતાના ચિત્તના દોષથી જગત્ દુષ્ટ છે એમ જુએ છે, તેઓના સમાધિરહિત હૃદયમાં અવિદ્યાવાદ, શાસ્ત્રબાધિત હોવા છતાં, પ્રતીત થાય છે. તેઓના મતમાં બન્ધ અને મોક્ષ એવા છે કે ચૈતન્યનિષ્ઠ મલ, આવરણ અને વિક્ષેપરૂપ અનાદિ અવિદ્યાથી આત્માને સંસાર છે, અને કલ્પિત ગુરુના વાકયથકી તેનો મોક્ષ છે.

**एवं प्रतारणाशास्त्रं सर्वमाहात्म्यनाशकम् ।**
**उपेक्ष्यं भगवद्भक्तैः श्रुतिस्मृतिविरोधतः ॥**
**कलौ तदादरो मुख्यः फलं वै मुख्यतस्तमः ॥ ८० ॥**

**આ પ્રકારે સર્વ માહાત્મ્ય નાશ કરનારૂં પ્રતારણા શાસ્ત્ર શ્રુતિ અને સ્મૃતિ થકી વિરુદ્ધ હોવાથી ભગવદ્ભક્તોએ ઉપેક્ષા કરવા યોગ્ય છે. કલિયુગમાં તેનો આદર મુખ્ય છે, અને ભગવદ્વૈમુખ્ય થકી ભાવિફલ નરક છે.**

કોઈ એમ કહે કે માયાવાદને અનુસરતો ઉપર કહ્યા પ્રમાણે શાસ્ત્રાર્થ હોય તો એમાં શો દોષ છે? એ પ્રશ્નના જવાબમાં કહે છે કે, જેમ મનુષ્યો ભગવદ્વિમુખ થાય તેમ તેમાં ઉપાય રચેલો છે, અને તેમાં કાંઈ જાણવા યોગ્ય વસ્તુ નથી. સર્વેશ્વર, સર્વકર્તા, સર્વ કારણના કારણરૂપ ઈત્યાદિ વચનોમાં જે ભગવન્માહાત્મ્યનું પ્રતિપાદન કરેલું છે તેનો તે શાસ્ત્રાર્થ નાશ કરે છે, માટે એ શાસ્ત્રાર્થ બધો લખી અને તેનું ખણ્ડન કરવું એ યોગ્ય નથી, કારણ કે અસત્ ભાવનાવડે પોતાની બુદ્ધિનો નાશ થાય છે. ભક્તિમાર્ગમાં તે પ્રતારણા શાસ્ત્ર વિરુદ્ધ છે. માટે ભગવદ્ભક્તોએ તેની અત્યન્ત ઉપેક્ષા કરવી, તેમજ,

**आनन्दाद्धैव खल्विमानि भूतानि जायन्ते, अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा**

ઈત્યાદિ હજારો શ્રુતિ સ્મૃતિ વાકયોથી માયાવાદ વિરુદ્ધ છે. જે શ્રુતિ સ્મૃતિ થકી વિરુદ્ધ હોય તેમાં લોકોનો આદર કેમ થાય? એ શઙ્કાના સમાધાનમાં કહે છે કે, કલિયુગમાં પુરુષો ભગવદ્વિમુખ હોવાથી તેમાં તેઓનો આદર થાય છે, અને તે થકી ભાવિફલ તમ (નરક) છે.

**ज्ञाननाश्यत्वसिद्ध्यर्थं यदेतद्विनिरूपितम् ।**
**तदन्यथैव संसिद्धं विद्याविद्यानिरूपणैः ॥ ८१ ॥**

**અવિદ્યાનું જ્ઞાનનાશ્યત્વ સિદ્ધ કરવાને માટે જગત્‌નું માયિકત્વ નિરૂપણ કરેલું છે, (એ કહેવું યોગ્ય નથી, કેમ કે) વિદ્યા અને અવિદ્યાના નિરૂપણથી જગત્‌ના માયિકત્વ વગર પણ તે (અવિદ્યાનું જ્ઞાનનાશત્વ) સિદ્ધ થાય છે.**

કદાપિ એમ કહેવામાં આવે કે આત્મજ્ઞાન થકી મોક્ષ સિદ્ધ થાય છે, અને જ્ઞાન, અજ્ઞાનનું નાશક હોવાથી, સત્કાર્યે અવિદ્યાનો નાશ કરવાને માટે જગત્‌નું માયિકત્વ પ્રતિપાદન છે. એ શઙ્કા દૂર કરવાને માટે કહેવામાં આવે છે કે જગત્‌ના માયિકત્વ વિના પણ તે થઈ શકે છે. બ્રહ્મવિદ્યામાં પ્રપઞ્ચનો વિલય અપેક્ષિત નથી, તેમ હોય તો પ્રલયની

પેઠે તેમાં સર્વેનો અનાદર થાય. આત્મજ્ઞાનથી અજ્ઞાન દૂર થાય છે એ વાત વિદ્યા અને અવિદ્યાને નિરૂપણ કરનાર સાધનશાસ્ત્રથી સિદ્ધ થાય છે. તેથી તેને માટે પ્રપઞ્ચનો લય કહેવો યોગ્ય નથી. આ ઠેકાણે **विद्यां चाविद्यां च** એ શ્રુતિ પ્રમાણભૂત છે હૃદયમાં પ્રકાશમાન ભગવાન્ મોક્ષ આપે, તેમાં પ્રપઞ્ચલય કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી.

**यन्मायिकत्वकथनं पुराणेषु प्रदृश्यते ।**
**तदैन्द्रजालपक्षेण मतान्तरमिति ध्रुवम् ॥**
**नास्ति श्रुतिषु तद्वार्ता दृश्यमानासु कुत्रचित् ॥ ८२ ॥**

**પુરાણોમાં જે માયિકત્વ કથન દેખાય છે તે સૃષ્ટિભેદમાં ઇન્દ્રજાલપક્ષથી મતાન્તર છે એમ સમજવું દૃશ્યમાન શ્રુતિમાં કોઈ ઠેકાણે જગત્નું માયિકત્વ નથી.**

પુરાણમાં પ્રપઞ્ચનું માયિકત્વ સંભળાય છે. **विद्धि माया मनोमयम्, त्वय्युद्भवाश्रयति** ઇત્યાદિવાકયોમાં જગત્નું માયિકત્વ પ્રતીત થવાથી બુદ્ધિસૌકર્યને માટે અઙ્ગીકાર કરવો જોઇએ, આ શઙ્કાના ખુલાસામાં કહે છે કે, પૂર્વે સૃષ્ટિના ભેદ નિરૂપણ કર્યા, તેમાં ઐન્દ્રજાલપક્ષનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એજ પક્ષ પુરાણમાં વૈરાગ્યને માટે નિરૂપણ કરાય છે, પણ તે કથન વસ્તુ નિરૂપક નથી, કેમકે તે મતાન્તર છે, અને અસુરને વ્યામોહ જનક છે. પુરાણ ભગવલ્લીલાપ્રતિપાદક હોવાથી ભગવચ્ચરિત્રની પેઠે તે દૈત્યોને મોહ ઉત્પન્ન કરે છે.

જો જ્ઞાન અથવા કર્મને માટે જગત્નું માયિકત્વ શ્રુતિસમ્મત હોય તો એમાંથી એક કાણ્ડમાં કોઈ ઠેકાણે કહ્યું હોત. વેદની ૧૧ શાખાઓ હાલમાં ઉપલબ્ધ છે તેમાં કોઈ સ્થળે જગત્નું માયિકત્વ દેખાતું નથી.

**वाचारम्भणवाक्यानि तदनन्यत्वबोधनात् ।**
**न मिथ्यात्वाय कल्प्यन्ते जगतो व्यासगौरवात् ॥ ८३ ॥**

**(છાન્દોગ્યમાં કહેલાં) વાચારમ્ભણ વાકયો બ્રહ્મથકી અભિન્નબોધ કરે છે, તેથી તે જગત્નું મિથ્યાત્વ પ્રતિપાદન કરતાં નથી. વ્યાસનું ગૌરવ હોવાથી બ્રહ્મ થકી જગત્ને અભિન્ન માનવું એ યોગ્ય છે.**

કદાપિ એમ શઙ્કા થાય કે સામવેદના છાન્દોગ્ય ઉપનિષદ્માં જ્ઞાનકાણ્ડમાં વાચારમ્ભણવાકય જગત્નું મિથ્યાત્વ પ્રતિપાદન કરે છે, ત્યાં કહે છે કે, એ વાકયો જગત્નું મિથ્યાત્વ પ્રતિપાદન કરતાં નથી, પણ જગત્નું બ્રહ્મ થકી અભિન્નત્વ પ્રતિપાદન કરે છે. તેના ઉપક્રમમાં **यथैकेन मृत्पिण्डेन** એ દૃષ્ટાન્તથી એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા છે, અને દૃષ્ટાન્તમાં કાર્ય અને કારણ બન્નેનું પ્રત્યક્ષત્વ છે. દાર્ષ્ટાન્તિકમાં કાર્ય પ્રત્યક્ષ છે, અને કારણ શ્રુતિ સિદ્ધ છે. કારણતાનો પ્રકાર પણ શ્રુતિસિદ્ધ છે, તેમાં કાર્ય અને કારણનો અભેદ બોધન કરવાને યોગ્ય છે. નહિ તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન પ્રકારભેદના અજ્ઞાન થકી ન થાય— માટે કાર્યપ્રકાર વ્યવહારને માટે વાણીથી ઘટપટ એ પ્રકારે સંકેત કરેલા છે, પણ તે રૂપવડે તેનું વસ્તુત્વ નથી. તેમ હોય તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન ન થાય. સત્યતા તો કારણત્વવડે છે, માટે કાર્યોનું કારણ થકી અનન્યત્વશ્રુતિવડે બોધન કરાય છે, પણ શુક્તિરજતની પેઠે

મિથ્યાત્વ પ્રતિપાદન કરાતું નથી. જો એમ હોત તો શુક્તિ રજત્‌નું જ દૃષ્ટાન્ત કહેત. ગૌડવાર્તિકમાં કહ્યા પ્રમાણે ભ્રમો અનન્ત હોવાથી સાદૃશ્યભ્રમ પણ સમ્ભવતો નથી. માટે વાચારમ્ભણવાક્યો મિથ્યાત્વ પ્રતિપાદન કરતાં નથી. તેવીજ રીતે સૂત્રકાર **तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः** એ સૂત્રથી બ્રહ્મ થકી જગત્‌નું અભિન્નત્વ જ કહે છે. ત્યાં કોઈ એમ શઙ્કા કરે કે વ્યાસ મહાન્ છે તેમ શઙ્કરાદિ મહાન્ છે, તો શઙ્કરમત થકી વિરોધનિર્ણય કેમ થઈ શકે? ત્યાં કહે છે કે વ્યાસ અમારા ગુરુ છે, વ્યાસના અભિપ્રાયથી વિરુદ્ધ અમે અઙ્ગીકાર કરતા નથી.

**ज्ञानार्थमर्थवादश्चेच्छ्रुतिः सृष्ट्यादिरूपिणी ।**
**अनङ्गीकरणाद्युक्तं विधिमाहात्म्ययोर्न तत् ॥ ८४ ॥**

**સૃષ્ટ્યાદિને નિરૂપણ કરનારી શ્રુતિ જ્ઞાનને માટે અર્થવાદ છે એમ કહે તો, વિધિ ને માહાત્મ્યને વિષે તેનો અઙ્ગીકાર નહિ કરવાથી તે કહેવું સમ્ભવિત નથી.**

કદાપિ એમ શઙ્કા કરે કે સર્વનો વિચાર મહાન્ છે, તેમાં સૂત્રને વિષે કહેલા અથવા નહિ કહેલા, અથવા બેવાર કહેલા વિચારનું પણ વક્તવ્ય હોવાથી, ઉપર કહ્યા પ્રમાણે કેમ નિર્ણય થઈ શકે? સૃષ્ટ્યાદિવાક્યો અર્થવાદરૂપ છે, તે વાક્યોનું સ્તુતિત્વ મુખ્ય છે. સૃષ્ટ્યાદિવાક્યોને વિષે તાત્પર્યનો અભાવ હોવાથી જ્ઞાનનું જ ફલ સાધકત્વ છે, માટે ક્રિયાની પેઠે જ્ઞાનનું પણ અર્થવાદવાક્યને વિષે પ્રયોજન નહિ હોવાથી કાર્યની અપેક્ષાએ વસ્તુસ્વરૂપના જ્ઞાનમાં વિવર્તનુંજ પ્રયોજકત્વ હોવાથી જગત્‌નું મિથ્યાત્વ સ્વીકારવું એ યોગ્ય છે. આ શઙ્કાનો નિરાસ કરવાને માટે કહે છે કે:—મિથ્યાવાદીના મતમાં સૃષ્ટ્યાદિવાક્યોની સાથે મહાવાક્યની એકાર્થતા હોય તો તેમ સમ્ભવે છે. પણ એકવાક્યતા થતી નથી. બન્ને કાણ્ડનો વિચાર કરતાં પૂર્વકાણ્ડમાં અર્થવાદોની વિધિની સાથે એકવાક્યતા થાય છે, તેમ ઉત્તરકાણ્ડમાં પણ બ્રહ્મવાદિના મતમાં સૃષ્ટ્યાદિવાક્યોની માહાત્મ્યજ્ઞાનની સાથે એકવાક્યતા થાય છે. અન્યના મતમાં તો વેદાન્તને વિષે માહાત્મ્યજ્ઞાનનો ઉપયોગ નથી, તેમ વિધિનો પણ ઉપયોગ નથી, માટે એકવાક્યતાના અભાવથી ઉપર કહેલો અર્થ સ્વીકારી શકાતો નથી.

**अपवादार्थमेवैतदारोपो वस्तुतो न हि ।**
**दृढप्रतीतिसिद्ध्यर्थमितिचेत्तन्न युज्यते ॥ ८५ ॥**

**બ્રહ્મની દૃઢ પ્રતીતિ સિદ્ધ થવાને માટે સૃષ્ટિકર્તૃત્વાદિકનો આરોપ અપવાદને માટે છે, પણ વસ્તુત્વે બ્રહ્મમાં સૃષ્ટિકર્તૃત્વ નથી (એવું માયાવાદીનું કહેવું છે) તે ઘટતું નથી.**

વાદી કહે છે કે એકવાક્યતામાં અધ્યારોપ અપવાદ સમ્ભવે છે. પૂર્વે શ્રુતિથી પ્રથમ જગજ્જનન કહીને બ્રહ્મને વિષે કર્તૃત્વ ભોક્તૃત્વ પ્રતિપાદન કરીને તદ્દ્વારા શાખારુન્ધતિન્યાયથી સોપાધિક બ્રહ્મમાં બુદ્ધિ સિદ્ધ થાય છે. પછી પૂર્વે કહેલું ત્યાગ કરીને કર્તૃત્વાદિરહિત બ્રહ્મનો પશ્ચાદ્ બોધ કરાય છે, માટે કર્તૃત્વાદિકનો આરોપ અપવાદને માટે છે, અને તેનું પ્રયોજન બ્રહ્મને વિષે દૃઢ પ્રતીતિ સિદ્ધ થવી એ છે. પણ વસ્તુતા થકી બ્રહ્મને વિષે કર્તૃત્વ નથી. આ વાદીનું કહેવું યુક્ત નથી.

मुख्यार्थबाधनं नास्ति कार्यदर्शनतः श्रुतेः ।
ऐन्द्रजालिकपक्षेऽपि तत्कर्तृत्वं नटे यथा ॥ ८६ ॥

**કાર્યના પ્રત્યક્ષ દર્શન થકી શ્રુતિના મુખ્ય અર્થનો બાધ નથી. ઐન્દ્રજાલિકપક્ષમાં પણ નટની પેઠે તેનું જ (બ્રહ્મનું) કર્તૃત્વ છે.**

અપવાદને માટે જગત નું કહેલું હોય તો જગત્‌ની સત્યપ્રતીતિ થવી ન જોઈએ. જગત્પ્રતીતિ વેદસિદ્ધ નથી, કે પ્રથમ વેદ તેનો બોધ કરે અને પછી તેનો નિષેધ કરે. પણ જગત્પ્રતીતિ લોકસિદ્ધ જ છે. તેમ હોવાથી વેદ જગત્‌ના કર્તાનું જ વર્ણન કરે છે. જગત્‌નો અનુભવ કરીને, તેનું કર્તૃત્વબોધન કરીને જો નિષેધ કરે તો, કાર્ય વિદ્યમાન હોવાથી અને બીજો કર્તા નહિ હોવાને લીધે, જગત્‌નો નિષેધ કરનારી શ્રુતિ બાધિતવિષયા થાય. અન્યથા અનુપપત્તિ સર્વ કરતાં બલવાન્ છે, અર્થાત્ જો બ્રહ્મ કર્તા ન હોય તો જગત્‌ની પ્રતીતિ હોવી ન જોઈએ. વેદ પણ ભ્રાન્તિકલ્પિત છે એમ માયાવાદી કહે છે એ મોટું સાહસ છે, કેમકે તેનો કોઈ અસ્મદાદિ કર્તા નથી. જો તેમ હોય તો પારમ્પર્ય ઘટે નહિ. **वैधर्म्याच्च न स्वप्नादिवत्** એ વ્યાસસૂત્રનો પણ વિરોધ આવે છે, કેમકે તે સૂત્રમાં કહેલું છે કે જગત્ સ્વપ્નાદિથી ભિન્ન ધર્મવાળું હોવાથી સ્વપ્નાદિ જેવું નથી, માટે પ્રપઞ્ચપ્રતીતિનું વિદ્યમાનત્વ હોવાથી શ્રુતિના મુખ્યાર્થનો બાધ થતો નથી, તો પણ કદાપિ માયાસહિતનું કર્તૃત્વ અઙ્ગીકાર કરો તો તમારા મતમાં પ્રપઞ્ચનું માયિકત્વ સમ્ભવે, તેમાં લૌકિક માયાવી પુરુષોનાં દૃષ્ટાન્ત ગ્રહણ કરો તો તેનું કર્તૃત્વ પણ નટને વિષે છે જ, તેમ ઐન્દ્રજાલિક પક્ષમાં પણ બ્રહ્મને વિષે જ કર્તૃત્વ ઘટે છે. એ પ્રકારે પ્રત્યક્ષપ્રતીતિથી, તેમ જ વ્યાસસૂત્ર અને શ્રુતિવડે જગત્‌નું મિથ્યાત્વ સમ્ભવતું નથી.

मुक्तिस्तदातिनष्टा स्यात्स्वप्नदृष्टगजेष्विव ।
मायादीनां च कर्तृत्वं श्रुतिसूत्रैर्विबाध्यते ॥ ८७ ॥

**જો જગત્‌ને માયિક માનીએ, તો સ્વપ્નમાં દીઠેલા હાથીની પેઠે મુક્તિ અત્યન્ત નષ્ટ થાય છે, માયા અથવા જીવનું કર્તૃત્વ શ્રુતિ અને સૂત્રથી નિષેધ કરાયલું છે. (અર્થાત્ આ જગત્ માયાએ કરેલું નથી તેમ જીવે કરેલું નથી એમ શ્રુત કહે છે.)**

સમગ્ર જગત્‌નું જો કલ્પિતપણું માનીએ તો તેમાં રહેલા મનુષ્યાદિકનો મુક્તિને માટે પ્રયાસ કરવો વ્યર્થ થાય છે. માયામાં પ્રતીત થતાં પારેવાં (કબુતર) કોઈ દાહાડો છુટતાં નથી, તેમ જ સ્વપ્નમાં દીઠેલા હાથી છોડી શકાતા નથી, માટે સમગ્ર જગત્‌ના સાક્ષી ભગવાન્ જ એમની માયામાંથી મુક્ત થાય. પણ મનુષ્ય, ભગવાન્‌ની માયાથી કલ્પાયેલું હોવાથી તેમાંથી મુક્ત થાય નહિ, અને તેમ હોવાથી પારલૌકિક પ્રયાસ કરવો વ્યર્થ થાય. માયાવાદમાં બે પક્ષ છે. એક પક્ષમાં નટની પેઠે અજ્ઞાત્ બ્રહ્મ જગત્‌નું કારણ કહેલું છે, અને બીજા પક્ષમાં જીવની અજ્ઞાનતાને જગત્‌નું કારણ કહેલું છે. બીજા પક્ષમાં જો જીવને અજ્ઞાનકલ્પિત જગત્ હોય તો તે કહેવું માત્ર પ્રતારણા છે. તેમાં પણ મુક્તિને માટે પ્રયાસ કરેલો વ્યર્થ થાય છે, ગુરુ વગેરેના દૂષણ થકી માયાવાદ પુરુષાર્થમાં પોતાની પ્રવૃત્તિનો વિઘાતક છે, માટે સર્વને વ્યામોહ કરનાર તે વાદ મન્તવ્ય નથી. વાદી કહે છે કે આ જગત્‌ને કરનાર માયા છે, અથવા માયાથી ઉપહિત જીવ છે, ઈશ્વર બિમ્બરૂપ છે, માટે શ્રુતિમાં તેના કર્તૃત્વનો બાધ કરાય છે.

**कथमसतः सज्जायेत, स ईक्षां चक्रे, ईक्षतेर्नाशब्दम्, कामाच्च नानुमानापेक्षा, नेतरोऽनुपपत्तेः**, ઉપર કહેલી શ્રુતિ અને સૂત્રથી પ્રકૃતિ અને જીવના કર્તૃત્વનો નિષેધ કરાય છે.

**अकर्तृत्वं च यत्तस्य माहात्म्यज्ञापनाय हि ।**
**विरुद्धधर्मबोधाय न युक्त्यैकस्य वारणम् ॥ ८८ ॥**

**બ્રહ્મનું અકર્તૃત્વ જે કહ્યું છે તે બ્રહ્મના વિરુદ્ધધર્મના બોધને માટે માહાત્મ્ય જણાવવાને સારૂં છે. માટે યુક્તિથી એકનું વારણ કરવું એ યોગ્ય નથી.**

**अस्थूलादि** વાક્યથી બ્રહ્મને વિષે કર્તૃત્વનો નિષેધ થાય છે. તેમ જ નિરઞ્જનશ્રુતિ પણ બ્રહ્મને વિષે નિષ્ક્રિય કહે છે તેમ જ **अकर्त्ताभोक्ता च** એ શ્રુતિ તથા **अहङ्कार विमूढात्मा कर्ताहमिति मन्यते** એ ગીતાવાક્ય પણ બ્રહ્મને નિષ્ક્રિય જણાવે છે, અને ઉપરના ગીતાવાક્યથી કર્તૃત્વભ્રાન્તિથી છે એમ કહે છે, માટે અમે બ્રહ્મના કર્તૃત્વનો અઙ્ગીકાર કરતા નથી એમ વાદી કહે છે. એ શઙ્કા દૂર કરવાને માટે કહે છે કે બ્રહ્મને વિષે અલૌકિક કર્તૃત્વ છે, અને જે અકર્તૃત્વ કહેલું છે તે લૌકિક કર્તૃત્વના નિષેધને માટે છે. નહિ તો **अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा** એમાં કહેલું કર્તૃત્વ વિરુદ્ધ થાય, માટે કોઈએ કહેલું છે કે અનાપ્તપુરુષનું કહેલું પ્રમાણ નથી, અને અજ્ઞપુરુષની કોઈ ઠેકાણે આપ્તતા નથી. જેને અદૃશ્યનું જ્ઞાન હોય તે સર્વજ્ઞ કહેવાય છે. એ કારણથી માહાત્મ્ય જણાવવાને માટે જ અકર્તૃત્વકથન છે. શ્રુતિમાં કહેલું છે કે **पुरुष एवेदं सर्वम्, उताऽमृतत्वस्येशानः, एतावानस्य महिमा** આ શ્રુતિઓમાં સર્વ પુરુષરૂપ કહેલું છે, અને મોક્ષનું નિયામકત્વ કહેલું છે. એ શ્રુતિઓમાં જગદ્રૂપત્વ અને મોક્ષનું નિયામકત્વ એ જેમ મહિમારૂપ છે, તેમ અકર્તૃત્વ પણ મહિમારૂપ છે. જેમાં પરસ્પર વિરુદ્ધ ધર્મબોધન કરાય એ જ મહાન્ છે. માટે બન્ને ધર્મો સત્ય છે. એમ ન હોય તો નટની પેઠે એક ધર્મ હોય તો માહાત્મ્ય સિદ્ધ થાય નહિ, માટે યુક્તિથી એક ધર્મનો બાધ કરવો એ યુક્ત નથી.

**मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते ।**
**तस्मादविद्यामात्रत्वकथनं मोहनाय हि ॥ ८९ ॥**

**પુરાણમાં જગત્નું માયિકત્વ વૈરાગ્યને માટે કહેવાય છે, માટે જગત્ને અવિદ્યામાત્રનું કાર્ય કહેવું એ મોહ કરવાને માટે છે.**

પુરાણ મિત્રતુલ્ય હોવાથી, લૌકરીતિથી બોધ કરતાં કોઈ વખત જગત્નું માયિકત્વ કહે છે. પુરાણનો આવા પ્રકારનો બોધ લૌકિક આસક્તિની નિવૃત્તિને માટે છે. બીજાં પ્રકરણોના અનુસારથી તે પ્રકારે નિશ્ચય થાય છે, માટે એકદેશી મતથી જગત્ને માયિક કહેવું તે પ્રતારણા છે.

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥ ९० ॥**

**તે આસુર પુરુષો જગત્ને અસત્ય, અપ્રતિષ્ઠ (રજ્જુમાં સર્પની પેઠે), અનીશ્વર, સ્ત્રી પુરુષના સંયોગથી થયેલું અને કામ પ્રયોજનવાળું છે, બીજું શું છે?**

આ વિષયમાં સમ્મતિરૂપ ભગવદ્વાક્ય કહેવામાં આવે છે. જગત્‌નું મિથ્યાત્વ અને અસત્યત્વ અથવા માયિકત્વનો બોધ કરવો, એ આસુરમત છે એમ ભગવદ્વાક્યથી નિશ્ચય થાય છે.

**अखण्डाद्वैतभाने तु सर्वं ब्रह्मैव नान्यथा ।**
**ज्ञानाद्विकल्पबुद्धिस्तु बाध्यते न स्वरूपतः ॥ ९१ ॥**

**અખણ્ડ અદ્વૈતભાનમાં તો સર્વ બ્રહ્મ જ છે, પણ ભેદ જ્ઞાન નથી. જ્ઞાન થકી ભેદબુદ્ધિનો બાધ થાય છે, પણ સ્વરૂપ થકી પ્રપઞ્ચનો બાધ થતો નથી.**

બ્રહ્મવાદમાં પણ **वाचारम्भण** વાક્યાનુસાર ભેદોનું અસત્યત્વ અઙ્ગીકાર કરવું જોઈએ. આ શઙ્કાના સમાધાનમાં કહે છે વેદાન્તના બોધનના બે પ્રકાર છે. **बहु स्यां प्रजायेय** એ વાક્યાનુસારે ઉચ્ચનીચત્વને ભગવાન્ જ પ્રાપ્ત થયેલ છે. એ પ્રકારથી વિકલ્પબુદ્ધિમાં પણ બ્રહ્મજ્ઞાન વિરુદ્ધ નથી. બીજા પ્રકારમાં વિકારો વાણીથી જ આરબ્ધ છે. એ પ્રકારે કાર્યાંશનો અનાદર કરીને વસ્તુસ્વરૂપના વિચારથી, આવિર્ભાવ તિરોભાવ પૃથક્ કરીને, જગત્ સન્માત્ર છે એમ ઉપનિષદો બોધ કરે છે, તેથી પ્રથમ પક્ષ તો નિઃસન્દિગ્ધ છે. બીજા પક્ષમાં પણ દૂષણ નથી, કેમકે સત્તામાત્ર જગત્ કહેવાય છે તેથી તેનું મિથ્યાત્વ નથી. જ્યારે અખણ્ડ અદ્વૈતભાન થાય છે ત્યારે સર્વ બ્રહ્મસ્વરૂપે આ જગત્‌ને ગ્રહણ કરે છે. (જેમ સુવર્ણનો ગ્રાહક સુવર્ણના ઘાટને ગ્રહણ કરે તેમ) તે વખતે અવાન્તરવિકલ્પ(ભેદ)વિષયિણી બુદ્ધિનો બાધ થાય છે, પણ વસ્તુસ્વરૂપનો બાધ થતો નથી.

**भिन्नत्वं नैव युज्येत ब्रह्मोपादानतः क्वचित् ।**
**वाचारम्भणमात्रत्वाद्भेदः केनोपजायते ॥ ९२ ॥**

**કોઈ સ્થળે બ્રહ્મોપાદાન થકી ભિન્નત્વ સમ્ભવતું નથી. ભેદ વાચારમ્ભણમાત્ર હોવાથી કોનાથી ઉત્પન્ન થાય?**

પ્રત્યક્ષ દેખાવા થકી ઘટપટનું અદ્વૈત સિદ્ધ થતું નથી, માટે દ્વૈત અઙ્ગીકાર કરવું જોઈએ. એ શઙ્કાના નિરાસને માટે કહે છે કે કુણ્ડલ અને કડાનું એક ઉપાદાન હોવાથી બેનો ભેદ સર્વ પ્રકારે સમ્ભવતો નથી: ધર્મરૂપત્વ કહીએ તો એક વસ્તુના બે ધર્મ છે, કેમકે એ બન્નેના ઉપાદાનનો અભેદ છે, માટે ભેદ યુક્તિસહ નથી. અજ્ઞાની પુરુષનું પ્રત્યક્ષ તો અભેદમાં છે, પણ દ્વિચન્દ્રની પેઠે તે ભેદ ગ્રહણ કરે છે. મહત્પુરુષનું પ્રત્યક્ષ, ભેદ ગ્રહણ કરતું નથી, માટે શ્રુતિ પ્રમાણાનુસારે પદાર્થોનું વાચારમ્ભણમાત્ર જાણી, સર્વને વિષે બ્રહ્મભાવ થવાથી ભેદ કોઈપણ સાધનથી ઉત્પન્ન થતો નથી, માટે ભેદાનુસાર બ્રહ્મવાદનું નિરાકરણ કરવું નહિ.

**साङ्ख्यो बहुविधः प्रोक्तस्तत्रैकः सत्प्रमाणकः ।**
**अष्टाविंशतितत्त्वानां स्वरूपं यत्र वै हरिः ॥ ९३ ॥**

**સાઙ્ખ્ય બહુ પ્રકારનો કહેલો છે, તેઓના મધ્યે એક સાઙ્ખ્ય સત્પુરુષોને પ્રમાણ ગણવા યોગ્ય છે. તે સાઙ્ખ્યમાં ૨૮ તત્ત્વોનું સ્વરૂપ હરિ છે.**

આ પ્રકારે માયાવાદનું નિરાકરણ કરીને સાઙ્ખ્યનું નિરાકરણ કરવાને માટે કહે છે. બ્રહ્મવાદમાં પ્રથમ ઉત્પન્ન થયેલા પદાર્થોનું પ્રકાશન અથવા તેમની ગણના થકી સાઙ્ખ્ય

કહેવાય છે. તે મત બ્રહ્મવાદમાં જ પ્રવેશ કરે છે. જે મતો વેદ થકી સ્વતન્ત્ર છે તે અપ્રમાણિક છે. જેમાં અઠ્ઠાવીશ તત્ત્વોનું સ્વરૂપ હરિ છે તે સાઙ્ખ્ય સત્પુરુષને પ્રમાણસિદ્ધ છે.

**अन्ये सूत्रे निषिध्यन्ते योगोऽप्येकः सदाऽऽदृतः ।**
**यस्मिन् ध्यानं भगवतो निर्बीजोऽप्यात्मबोधनः ॥ ९४ ॥**

**બીજાં સાઙ્ખ્યોનો વ્યાસસૂત્રમાં નિષેધ કરેલો છે જે યોગમાં ભગવદ્ધ્યાન છે, અથવા જે નિર્બીજ છતાં આત્મબોધક છે તે એક યોગ સત્પુરુષને આદર કરવા યોગ્ય છે:**

**अन्येषां चानुपलब्धेः** એ સૂત્રમાં બીજા સાઙ્ખ્યોનો નિષેધ કરેલો છે. મહત્તત્ત્વ કે પ્રકૃતિ જગત્‌માં પ્રતીત થતાં નથી. વળી નિત્ય અને નિરવયવ પ્રકૃતિ કેમ પરિણામ પામે? માટે સ્વભાવવાદમાં જ પ્રકૃતિવાદ પણ પ્રવેશ કરે છે. એ પ્રકારે બીજું દૂષણ ભાષ્યમાં વિસ્તાર થકી કહેલું છે.

ચિત્તની વૃત્તિનો નિરોધ એ યોગ છે. તે ભગવદ્ધ્યાનને માટે ભક્તિનું અઙ્ગ છે. તે યોગ પ્રામાણિક છે. જે સ્વતન્ત્રતાવડે ફલસાધક કહેલો છે, તથા જે સ્વતન્ત્રતાથી જ સિદ્ધિનો હેતુ જ્ઞાનાત્મા યોગ છે, તેમ જ બીજા દેહ, ઇન્દ્રિયોના સાધક છે, તેઓનો સૂત્રમાં નિષેધ કરાયલો છે. ભગવદ્ધ્યાનના અભાવમાં પણ જે યોગ આત્મજ્ઞાનના અઙ્ગભૂત છે તે પ્રામાણિક છે. **एतेन योगः प्रत्युक्तः** એ સૂત્રમાં વ્યાસે બીજા યોગોનું નિરાકરણ કરેલું છે.

**वैराग्यज्ञानयोगैश्च प्रेम्णा च तपसा तथा ।**
**एकेनापि दृढेनेशं भजन् सिद्धिमवाप्नुयात् ॥ ९५ ॥**

**વૈરાગ્ય, જ્ઞાન, યોગ, તપ અને પ્રેમ આ પાંચ અઙ્ગ સહિત ભગવાન્‌ને ભજવાથી પુરુષ ફલ પામે છે, અથવા એ પાંચમાંના એક પણ દૃઢ અઙ્ગથી ભજે તો પણ સિદ્ધિ પામે છે.**

એ પ્રકારે પરમત નિરાકરણપૂર્વક પોતાના મતનું (બ્રહ્મવાદનું) સ્થાપન કરીને નિરૂપણ કરેલા વાદનો ભક્તિમાં ઉપયોગ કહે છે. પાંચ અઙ્ગયુક્ત પુરુષે ભગવાન્‌ને ભજવા જોઈએ. તેમાં પ્રથમ અઙ્ગ વૈરાગ્ય છે. જો વૈરાગ્ય ન હોય તો ભગવાનના આવેશના અભાવે ભજનની સિદ્ધિ થાય નહિ. બીજું અઙ્ગ જ્ઞાન છે. તેથી સર્વ પદાર્થોનું તથા ભગવાન્‌નું યથાર્થ સ્વરૂપ જાણી શકાય છે. તેના અભાવથી નિશ્ચયના અભાવને લીધે ભજનમાં પ્રવૃત્તિ થાય નહિ. યોગ પણ ભજનનું અઙ્ગ છે. યોગ વગર મનનું ચાઞ્ચલ્ય થવાથી ભજન થતું નથી. તેમ જ પ્રેમ પણ ભજનનું અઙ્ગ છે. તેના વગર ભજન સ્વતઃપુરુષાર્થરૂપ થતું નથી. તેમ ભજનાનન્દની અભિવ્યક્તિ પ્રેમ વગર થતી નથી. તેમ જ તપ પણ ભજનનું એક અઙ્ગ છે. તપના અભાવે દેહાદિકમાં રમણ થકી ભજન સિદ્ધ થતું નથી. તપવડે દેહ, ઇન્દ્રિયાદિકનો મલ નિકલી જાય છે. એ પાંચે અઙ્ગ એક સાથે હોવાં દુર્લભ છે, માટે ગૌણપક્ષ કહેવામાં આવે છે. એક પણ દૃઢ અઙ્ગથી સમર્થ શ્રીકૃષ્ણને ભજે તો ભજનાર મોક્ષ પામે છે.

**ज्ञाने लयप्रकारा हि जगतो बहुधोदिताः ।**
**मनसः शुद्धिसिद्ध्यर्थमेकः साङ्ख्यानुलोमतः ॥ ९६ ॥**

**મનની શુદ્ધિને માટે જગત્‌ના લયના પ્રકાર જ્ઞાનમાં ઘણા કહેલા છે, અને એક સાઙ્ખ્યાનુસારે કહેલો છે.**

એ રીતે ઉત્પત્તિપ્રકારથી પરમતનું નિરાકરણ કરી સ્વમત સ્થાપન કરવામાં આવ્યો. દ્રવ્ય, કાલ અને ગુણથી ત્રણ પ્રકારે જ જગત્‌નો પ્રલય થાય છે, તેથી પ્રલયના પ્રકારથી પણ પરમતનું નિરાકરણ કરવાને માટે કહે છે. જ્ઞાનમાર્ગમાં જગત્‌ના લયના પ્રકાર ઘણા કહેલા છે. તે બધા પ્રકરણના અભાવને લીધે મનની શુદ્ધિને માટે જાણવા. પ્રલય મુખ્યત્વે કરીને ત્રણ પ્રકારનો છે. કાળથી નિત્ય પ્રલય છે. સઙ્કર્ષણમુખાગ્નિરૂપ દ્રવ્યથી નૈમિત્તિક પ્રલય થાય છે, અને ગુણથી પ્રાકૃતિક પ્રલય થાય છે. તે ત્રણે પ્રકારાન્તરને પામેલા, ભાવનાથી સાધિત, આત્યન્તિક શબ્દવાચ્ય થાય છે. પરન્તુ આત્યન્તિકપ્રલય પૃથક્ નથી. અહન્તા મમતા નાશ થવાથી જ વિષયોના નાશનો ઉપચાર થાય છે, તેથી આત્યન્તિકપ્રલયની જુદી કલ્પના કરવામાં પ્રમાણનો અભાવ છે. ભાવનાથી લયનું ફલ મનની શુદ્ધિ છે. તેમ સાઙ્ખ્યાનુસારે જે પ્રલય બતાવેલો છે, તે પણ પ્રાકૃતિક હોઈ મનની શુદ્ધિને માટે છે. જે લય મનની શુદ્ધિને માટે છે તેને આત્યન્તિક લય કહેવામાં આવે છે.

इन्द्रियाणां देवतात्वभावनाप्रापणे तथा ।
गोविन्दासन्यसेवातः प्रापणं नान्यथा भवेत् ॥ ९७ ॥

**તેજ પ્રકારે ઇન્દ્રિયો, દેવતાત્વભાવનાથી દેવભાવ પમાડવામાં લય થાય છે. ગોવિન્દની સેવા અથવા પ્રાણની ઉપાસના થકી ઇન્દ્રિયોનું દેવતાત્વ થાય છે. બીજે પ્રકારે થતું નથી.**

હવે લયનો બીજો પ્રકાર કહેવામાં આવે છે. **वाचमग्नौ सवक्तव्यम्** (ભાગ. ૭–૧૨–૨૬) વક્તવ્યસહિત વાણીનો અગ્નિમાં લય કરવો. એ પ્રકારે ઇન્દ્રિયોનું દેવતાત્વ કરવાથી લય થાય છે. તેનો પ્રકાર એવો છે કે, ગોવિન્દની સેવા અથવા પ્રાણની ઉપાસનાવડે ઇન્દ્રિયોનું દેવતાત્વ થાય છે. આ લય રૂપાન્તરને સમ્પાદન કરનાર કાર્યરૂપ છે, તેથી તે ઉત્પત્તિરૂપ જ છે, પણ લય નથી.

अद्वयात्मदृढज्ञानाद्वैराग्यं गृहमोचकम् ।
वागादिविलयाः सर्वे तदर्थं मनआदिषु ॥ ९८ ॥

**અદ્વયાત્માના દૃઢ જ્ઞાનથી ઘરને છોડાવનારૂં વૈરાગ્ય થાય છે, તેને માટે મનાદિકમાં વાગાદિ ઇન્દ્રિયોના લયો છે.**

**वाचं जुहाव मनसि** ઇત્યાદિ વાક્યથી દેહાદિ સઙ્ઘાતના લયની ભાવનાથી અદ્વય આત્મજ્ઞાન દૃઢ થાય છે, અને તેથી વૈરાગ્ય થાય છે. રાગાભાવનો સંન્યાસમાં ઉપયોગ છે, માટે તે સ્થળે કારણમાં લય કહ્યો નથી.

भावनामात्रतो भाव्या न हि सर्वात्मना लयः ।
मनोमात्रत्वकथनं तदर्थं जगतः क्वचित् ॥ ९९ ॥

**તમામ લયો ભાવનામાત્રથી ભાવ્ય છે, પરન્તુ સર્વ પ્રકારે પ્રપઞ્ચનો લય નથી. વૈરાગ્યને માટે કોઈ ઠેકાણે જગત્ અથવા દેહનું મનોમાત્રત્વ કહેલું છે.**

એ પ્રકારે ત્રણ લયનું વર્ણન કરી તેઓનો પ્રકૃત ઉપયોગ કહે છે. સંસાર અને પ્રપઞ્ચનું જુદાપણું બતાવવામાં આવે છે. આ બધા લયો ભાવનામાત્રથી વૈરાગ્યને માટે કરવા યોગ્ય છે. પણ સર્વ પ્રકારે કાલાદિકવડે જે પ્રપઞ્ચનો લય થાય છે, તે ઉપર કહેલા ત્રણ પ્રકારે જ થાય છે. **देहं मनोमात्रमिमं गृहीत्वा** એ વાક્યમાં દેહનું મનોમાત્રત્વકથન છે તે પણ વૈરાગ્યને માટે જ છે.

भक्तिमार्गानुसारेण मतान्तरगता नराः ।
भजन्ति बोधयन्त्येवमविरुद्धं न बाध्यते ॥
नैकान्तिकं फलं तेषां विरुद्धाचरणात्क्वचित् ॥ १०० ॥

**મતાન્તરમાં રહેલા પુરુષો ભક્તિમાર્ગાનુસારે ભજન કરે છે, અને તેને અનુસારે જ પદાર્થોનો બોધ કરે છે. એ પ્રકારે અવિરુદ્ધભજન બાધિત થતું નથી, પણ તેઓને સ્વમતાનુસારે ભક્તિમાર્ગથી વિરુદ્ધ આચરણવડે સિદ્ધ, ફલ (મોક્ષ) થતું નથી.**

એ પ્રકારે મતાન્તરનું નિરાકરણ કરીને, તે મતાન્તરોમાં ફલનો અભાવ છે એમ કહે છે. કોઈને એમ શઙ્કા થાય કે ગમે તે માર્ગમાં સ્થિતિ કરીને ભગવદ્ભજન થાય તો ફલ થાય છે, એમ થવાથી બ્રહ્મવાદનો ભક્તિમાર્ગમાં ઉપયોગ થાય નહિ. આ હેતુને લીધે બ્રહ્મવાદ વિરુદ્ધ માર્ગમાં વર્તનારાઓને ભગવદ્ભજનમાં પણ ફલનો અભાવ કહે છે. માયાવાદાદિના મતમાં શ્રીકૃષ્ણાદિ વ્યવહારસિદ્ધ હોવાથી તે બ્રહ્મ થવાને માટે યોગ્ય નથી, (કેમકે માયાવાદીઓ ઈશ્વરને પણ પરમાર્થ સત્ય માનતા નથી.) વળી તેઓ ઈશ્વરને સદાનન્દ ચિત્સ્વરૂપ કહે છે, પણ તેઓના મતમાં તે પ્રકારે પદાર્થસિદ્ધિના અભાવને લીધે તેઓ ભક્તિમાર્ગાનુસારે જ એમ કહે છે એમ સમજવું. જ્યારે તેઓ જીવ ઈશ્વર વગેરે પદાર્થો વિષે ભક્તિમાર્ગાનુસાર બોલે, ત્યારે તેઓનો શાસ્ત્રજ્ઞાપિત સિદ્ધાન્ત જણાય છે, તોપણ તેટલાથી મોક્ષ થતો નથી. કોઈ પુરુષને ભક્તિના અતિશયવડે નામમાત્રથી માયાવાદિત્વ હોય, પણ સ્વમતનો પક્ષપાત ન હોય, તો બિલ્વમઙ્ગલાદિકની પેઠે મોક્ષ થાય છે. પરન્તુ ભક્તિમાર્ગવિરુદ્ધ આચરણ હોય એટલે ભગવાન્‌ને સ્વાજ્ઞાનકલ્પિત ધારતો હોય તો, ભક્તિ કરવાં છતાં પણ મોક્ષ થતો નથી.

एवं सर्वं ततः सर्वं स इति ज्ञानयोगतः ।
यः सेवते हरिं प्रेम्णा श्रवणादिभिरुत्तमः ॥ १०१ ॥
प्रेमाभावे मध्यमः स्याज्ज्ञानाभावे तथादिमः ।
उभयोरप्यभावे तु पापनाशस्ततो भवेत् ॥ १०२ ॥

**એ પ્રકારે ભગવાન્ થકી સર્વ છે, અને એ ભગવાન્ આ સર્વરૂપ છે, એ પ્રકારના જ્ઞાનયોગ થકી, પ્રેમસહિત, શ્રવણાદિ સાધનથી, શ્રીહરિને ભજે તે ઉત્તમ ભક્ત કહેવાય. પ્રેમના અભાવથી જ્ઞાનસહિત ભજન કરે તો મધ્યમ કહેવાય, અને જ્ઞાનરહિત પ્રેમથી ભજન કરે તો આદિમ અથવા હીન કહેવાય. જ્ઞાન અને પ્રેમ બન્ને ન હોય તો તે શ્રવણાદિક થકી પાપનો નાશ થાય છે, અથવા ધર્મ થાય છે.**

એ પ્રકારે પરમતનું નિરાકરણ કરીને બ્રહ્મવાદમાં જે પ્રકારથી ભજન થાય છે તે પ્રકારે સંગ્રહ કરીને કહે છે. સર્વ નામરૂપાત્મક ભગવાન્ થકી જ છે, અને ભગવાન્ જ સર્વ નામ-રૂપાત્મક છે. આવાં બે પ્રકારનાં વૈદિકજ્ઞાન છે, તેમાં પ્રથમ જ્ઞાન ગૌણ છે, અને બીજું મુખ્ય છે. જ્ઞાનસહિત પ્રેમવડે શ્રવણાદિ સાધનથી જો ભગવાન્‌ને ભજવામાં આવે તો તે ભક્તિમાર્ગમાં ઉત્તમ છે. શાસ્ત્રાર્થજ્ઞાનના અભાવમાં પણ પ્રેમથી ભજન કરે તો મધ્યમ છે, તેમ જ પ્રેમના અભાવમાં જ્ઞાનથી ભજન કરે તો તે પણ મધ્યમ છે. ઉત્કટ પ્રેમ ન હોય તો તે હીન છે, પ્રેમ અને જ્ઞાન બન્ને ન હોય તો શ્રવણાદિ પાપનાશક છે અથવા તેથી ધર્મ થાય છે, પણ તે ભક્તિમાર્ગ કહેવાતો નથી.

**तपोवैराग्ययोगे तु ज्ञानं तस्य फलिष्यति ।**
**योगयोगे तथा प्रेम स्तुतिमात्रं ततोऽन्यथा ॥ १०३ ॥**

**તપ અને વૈરાગ્યના યોગવડે શ્રવણાદિથી જ્ઞાન સિદ્ધ થાય છે, અને યોગવડે શ્રવણાદિથી પ્રેમ સિદ્ધ થાય છે. પુરાણાદિમાં તપ, વૈરાગ્ય વગેરે અઙ્ગ સિવાય શ્રવણાદિકનું પરમ પુરુષાર્થરૂપ જે ફલ કહ્યું છે તે સ્તુતિમાત્ર છે.**

તપ અને વૈરાગ્યસહિત શ્રવણાદિક હોય, અથવા એ બેમાંથી એકસહિત હોય, તો જન્માન્તરમાં જ્ઞાન થશે એમ જાણવું. ગીતાજીમાં **बहूनां जन्मनाम्** એ વાક્યથી કહ્યું છે કે ઘણા જન્મને અન્તે જ્ઞાનવાન્ મને પામે છે, અર્થાત્ તપથી અથવા વૈરાગ્યથી ઘણે કાળે જ્ઞાન થાય, અને જ્ઞાનથી ઘણે કાળે ભગવાન્‌ની પ્રાપ્તિ થાય.

યોગસહિત ભજન કરવામાં આવે તો પ્રેમ ઉત્પન્ન થાય છે. તેમાં તપ અને વૈરાગ્ય-સહિત કરેલા ભજનવાળો પુરુષ મધ્યમ અધિકારી છે, અને યોગસહિત ભજન કરનાર ઉત્તમ અધિકારી છે. માર્ગના અઙ્ગને અભાવે કેવળ શ્રવણાદિકનું પરમપુરુષાર્થત્વ (ફલત્વ) પુરાણોમાં કહેલું છે, તે સ્તુતિરૂપ છે. કોઈ આપણે ઘેર આવે તેને આપણે કહીએ કે મને ધન્ય છે કે આપ પધાર્યા, તેવી રીતે સ્તુતિવાક્યો સમજવાં. પ્રમેયબલથી અઙ્ગરહિત શ્રવણ કરનારાને ફલ થવાનું હોય તો ભલે થાય.

**अर्थोऽयमेव निखिलैरपि वेदवाक्यै–**
**रामायणैः सहितभारतपञ्चरात्रैः ।**
**अन्यैश्च शास्त्रवचनैः सह तत्त्वसूत्रै–**
**र्निर्णीयते सहृदयं हरिणा सदैव ॥ १०४ ॥**

**સમગ્ર વેદ વાક્યથી, રામાયણથી, ભારત, પઞ્ચરાત્ર, બીજાં શાસ્ત્રોનાં વચનથી અને વ્યાસસૂત્રથી જે અર્થ નિશ્ચય થયેલો છે તે જ અર્થ હૃદયસહિત શ્રીહરિએ સદાસર્વદા (ગીતાજીમાં) નિર્ણય કરેલો છે.**

સર્વ પ્રમાણોની આ ગ્રન્થમાં એકવાક્યતા છે. બ્રહ્મવાદ સિવાયના મતાન્તરોમાં વાક્યા-ભાસો છે. સર્વકલ્પમાં રામાયણ પણ એ જ અર્થને પ્રતિપાદન કરે છે, માટે બહુરામાયણ કહેલાં છે. ભારત અને પઞ્ચરાત્ર ચરિત્રપ્રતિપાદક હોવાથી રામાયણનાં અઙ્ગ છે. બીજાં પુરાણ-રૂપી શાસ્ત્રો અને વ્યાસસૂત્ર, આ બધાં શાસ્ત્રો પ્રેમસહિત જ્ઞાન કરવું જોઈએ એમ નિર્ણય

કરે છે. એમ ન હોય તો ચૌદ વિદ્યાનું સરસ્વતીરૂપત્વ હોવાથી સહૃદય એકનિષ્ઠતા થાય નહિ. સરસ્વતીનો અભિપ્રાય એક જ ભગવાન્‌ને વિષે હોવો જોઈએ. કોઈ કદાચિત્ અન્યથા કહે તો તે શઙ્કાના નિરાકરણને માટે કહે છે કે, સરસ્વતીના પોષક ભગવાને સદા સર્વદા આ જ અર્થનો નિર્ણય કરેલો છે, અર્થાત્ પોષ્યનું હૃદય પોષક જાણે, બીજો જાણે નહિ.

**प्रमाणबलमाश्रित्य शास्त्रार्थो विनिरूपितः ।**
**प्रमेयबलमाश्रित्य सर्वनिर्णय उच्यते ॥**

**પ્રમાણબલનો આશ્રય કરીને શાસ્ત્રાર્થનું નિરૂપણ કર્યું, હવે પ્રમેય બલના આશ્રયથી સર્વનિર્ણય કહેવાય છે.**

આ રીતે શાસ્ત્રાર્થનું નિરૂપણ કર્યું. શાસ્ત્રાર્થના અધિકારી સાત્ત્વિકાદિગુણવાળા ભગવદ્ભક્તો છે. આ અધિકારીઓ પ્રમાણબલવાળા હોવાથી શાસ્ત્રાર્થપ્રકરણમાં પ્રમાણબલનો આશ્રય કર્યો છે. કેવલશબ્દબલનો વિચાર શાસ્ત્રાર્થપ્રકરણમાં છે. પ્રમેયબલ એટલે અર્થબલનો આશ્રય લઈને સર્વનિર્ણયપ્રકરણ કહેશે. પ્રમેયબલ એટલે સકલવેદાદિથી વેદ્ય એવા પ્રભુનું બલ. પ્રભુ સર્વસમર્થ હોવા છતાં તે તે રૂપે પ્રતિનિયત તત્તત્કાર્યકર્તૃત્વરૂપ બલ. અથવા પ્રમેયોનું બલ—પ્રમેય એટલે શાસ્ત્રાનુગૃહીત ચક્ષુરાદિજન્ય પ્રમાવિષયાર્થ, તેનું બલ એટલે તત્તત્કાર્યજનન સામર્થ્યનું અવધારણ કરીને, **સર્વનિર્ણય,** સર્વ પદાર્થોનો નિર્ણય—સ્વરૂપયાથાત્મ્ય કહેવાય છે. સર્વપદાર્થ બ્રહ્માત્મક હોવાથી એક બીજાથી વૈશિષ્ટ્ય નથી, તથાપિ જે પદાર્થ જે માટે અને જે પ્રકારનો છે, તે સર્વ સપરિકર વિવેચાય છે, એમ જાણવું. એ રીતે શબ્દબલનો વિચાર કરીને શાસ્ત્રાર્થપ્રકરણનું વિવેચન કરીને સ્વતઃપ્રામાણ્યાદિવાદીઓને અસમ્ભાવનાદિ-રહિત પ્રથમ પ્રકરણ પૂર્ણ કર્યું. હવે અર્થબલના વિચારથી પરતઃપ્રામાણ્યવાદીઓને અસમ્ભાવના અને વિપરીતભાવનાનો ઉદય થતાં તેમને માટે સર્વનિર્ણય પ્રકરણ કહેવાય છે.

**એ રીતે અહીં તત્ત્વાર્થદીપનિબન્ધનું શાસ્ત્રાર્થપ્રકરણ પૂર્ણ થાય છે.**



# तत्त्वार्थदीपनिबन्धे शास्त्रार्थप्रकरणे श्लोकानां पादसूची।


| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| **अ.** | | | | |
| अकर्तृत्वञ्च यत्तस्य | १ | ८८ | १ | १५४ |
| अखण्डाद्वैतभाने तु | १ | ९१ | १ | १५७ |
| अचिन्त्यानन्तशक्तेस्तत् | १ | ४० | १ | ७९ |
| अत एव निराकारौ | १ | ३० | १ | ७० |
| अत एव श्रुतौ भेदाः | १ | ४० | ३ | ७९ |
| अथवा शून्यवद् गाढम् | १ | ७५ | १ | १२३ |
| अथवा सर्वरूपत्वात् | १ | ९ | १ | ४१ |
| अदृश्यं स्वेच्छया तु तत् | १ | ७२ | ४ | १२० |
| अद्वयात्मदृढज्ञानात् | १ | ९८ | १ | १६४ |
| अधिष्ठातुर्विनष्टत्वात् | १ | ६० | १ | १०६ |
| अधुना ह्यधिकारास्तु | १ | १९ | ३ | ५७ |
| अनङ्गीकरणाद्युक्तम् | १ | ८४ | ३ | १४९ |
| अनाद्यविद्यया बद्धम् | १ | ७९ | १ | १३२ |
| अनन्तमूर्ति तद्ब्रह्म | १ | २६ | ३ | ६७ |
| अनन्तमूर्ति तद् ब्रह्म | १ | ७१ | १ | ११९ |
| अन्तःकरणमेषां हि | १ | ३२ | ३ | ७२ |
| अन्तरः सम्विशेन्न तत् | १ | ७० | २ | ११७ |
| अन्यः कल्प्यो मतान्तरैः | १ | २० | ४ | ५७ |
| अन्यार्थं तच्च कीर्तितम् | १ | ६१ | ४ | १०७ |
| अन्ये सूत्रे निषिद्ध्यन्ते | १ | ९४ | १ | १५९ |
| अन्यैश्च शास्त्रवचनैः सह तत्त्वसूत्रैः | १ | १०४ | ३ | १६७ |
| अपरस्परसम्भूतम् | १ | ९० | ३ | १५७ |
| अपवादार्थमेवैत- | १ | ८५ | १ | १५० |
| अयमेव महामोहः | १ | १६ | १ | ५४ |
| अर्थोऽयमेव निखिलैरपि वेदवाक्यैः | १ | १०४ | १ | १६७ |
| अलौकिकं तत्प्रमेयम् | १ | ६२ | ३ | १०९ |
| अवतारी हरिः कृष्णः | १ | ११ | ३ | ४४ |
| अवयुज्य निरूपितम् | १ | ६२ | २ | १०९ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| अविद्यायां ततोऽपि हि | १ | ५९ | ४ | १०६ |
| अविद्याविद्ययोस्तस्मात् | १ | ६४ | ५ | ११० |
| अविरुद्धं तु यत्त्वस्य | १ | ८ | ३ | ३९ |
| अ(म)विरुद्धं न बाध्यते | १ | १०० | ४ | १६५ |
| अष्टाविंशति तत्त्वानाम् | १ | ९३ | ३ | १५९ |
| असत्यमप्रतिष्ठं ते | १ | ९० | १ | १५७ |
| **आ.** | | | | |
| आकाशवद्व्यापकं हि | १ | २५ | १ | ६५ |
| आत्मनैव सुखप्रमा | १ | ५० | २ | ९० |
| आत्मसृष्टेर्न वैषम्यम् | १ | ७६ | १ | १२७ |
| आदिमूर्तिः कृष्ण एव | १ | १३ | ३ | ४७ |
| आनन्दमात्रकरपादमुखोदरादिः | १ | ४४ | ३ | ८५ |
| आनन्दरूपे शुद्धस्य | १ | ७३ | १ | १२१ |
| आनन्दाकारमुत्तमम् | १ | ६७ | २ | ११४ |
| आनन्दांशतिरोधानात् | १ | ५७ | ३ | ९८ |
| आनन्दांशप्रकाशाद्धि | १ | ३६ | १ | ७६ |
| आनन्दांशस्वरूपेण | १ | २९ | १ | ६९ |
| आनन्दांशाभिव्यक्तौ तु | १ | ५४ | १ | ९५ |
| आभासप्रतिबिम्बत्वम् | १ | ५७ | १ | ९८ |
| आरोपो वस्तुनो न हि | १ | ८५ | २ | १५० |
| आविर्भावतिरोभावैः | १ | ७२ | १ | १२० |
| आविर्भावे प्रकाशते | १ | ७३ | ४ | १२१ |
| आश्रयं युक्त्यगोचरम् | १ | ७१ | ४ | ११९ |
| आसन्यस्य हरेर्वापि | १ | ३५ | १ | ७५ |
| **इ.** | | | | |
| इति चेत् तन्न युज्यते | १ | ८५ | ४ | १५० |
| इत्याकलय्य सततं | १ | ५ | १ | ३० |
| इन्द्रियाणां तथा स्वस्मिन् | १ | ३५ | ३ | ७५ |
| इन्द्रियाणां तु सामर्थ्यात् | १ | ७२ | ३ | १२० |
| इन्द्रियाणां देवतात्व— | १ | ९७ | १ | १६४ |
| इष्यन्ति परे हरौ | १ | ७८ | ४ | १३१ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| **उ.** | | | | |
| उत्तरं पूर्वसन्देह— | १ | ८ | १ | ३९ |
| उपाधिकालरूपं हि | १ | ७४ | ३ | १२२ |
| उपेक्ष्यं भगवद्भक्तैः | १ | ८० | ३ | १३७ |
| उभयं हरिसेवया | १ | ३६ | ४ | ७६ |
| उभयोरप्यभावे तु | १ | १०२ | ३ | १६६ |
| **ए.** | | | | |
| एकं शास्त्रं देवकीपुत्रगीतम् | १ | ४ | १ | २७ |
| एकः समोऽप्यखिलदोषसमुज्झितोऽपि | १ | ४३ | ३ | ८४ |
| ए(मे)कः सङ्ख्यानुलोमतः | १ | ९६ | ४ | १६१ |
| एकेनापि दृढेनेशं | १ | ९५ | ३ | १६१ |
| एको देवो देवकीपुत्र एव | १ | ४ | २ | २७ |
| एतद्विरुद्धं यत्सर्वं | १ | ८ | ५ | ३९ |
| एतन्मतमविज्ञाय | १ | २२ | १ | ५८ |
| एवं कदाचिद्भगवान् | १ | ३६ | ५ | ७७ |
| ए(मे)वं तस्य न चान्यथा | १ | ५७ | २ | ९८ |
| एवं प्रतारणाशास्त्रम् | १ | ८० | १ | १३७ |
| एवं सर्वं ततः सर्वम् | १ | १०१ | १ | १६६ |
| **ऐ.** | | | | |
| ऐन्द्रजालिकपक्षेऽपि | १ | ८६ | ३ | १५० |
| **क.** | | | | |
| कथनं मोहनाय हि | १ | ८९ | ४ | १५७ |
| कदाचित् कस्यचिद्भवेत् | १ | ४७ | २ | ८८ |
| कदाचित्पुनरन्यथा | १ | ३७ | २ | ७७ |
| कदाचित्पुरुषद्वारा | १ | ३७ | १ | ७७ |
| कदाचित्सर्वमात्मैव | १ | ३७ | ३ | ७८ |
| कदाचिद्रमते स्वास्मिन् | १ | ६८ | ३ | ११५ |
| कदाचिन्माययाऽसृजत् | १ | ३८ | २ | ७८ |
| कदाचिन्मोचयेत्कचित् | १ | ४८ | २ | ८९ |
| करणैरात्मनाऽपि हि | १ | ५१ | २ | ९० |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| कर्ता स्वतन्त्र एव स्यात् | १ | ७७ | ५ | १२९ |
| कर्मनिष्ठा तदा ज्ञेया | १ | १७ | ३ | ५५ |
| कर्माप्येकं तस्य देवस्य सेवा | १ | ४ | ४ | २९ |
| कलिस्तस्य फलाय हि | १ | १९ | ६ | ५७ |
| कलौ तदादरो मुख्यः | १ | ८० | ५ | १३७ |
| काण्डे ज्ञानाङ्गमीर्यते | १ | १२ | २ | ४५ |
| काण्डे ब्रह्मतनुः परे | १ | ११ | २ | ४४ |
| कार्यदर्शनतः श्रुतेः | १ | ८६ | २ | १५० |
| कृत्वा जगत्कारणतां | १ | ७८ | ३ | १३१ |
| कृष्णप्रसादयुक्तस्य | १ | ४७ | ३ | ८८ |
| कृष्णवाक्यानुसारेण | १ | २१ | १ | ५७ |
| कृष्णश्चेत्सेव्यते भक्त्या | १ | १९ | ५ | ५७ |
| कृष्णस्यात्मरतौ त्वस्य | १ | २४ | ३ | ६३ |
| कृष्णयाद्भुतकर्मणे | १ | १ | २ | ७ |
| कूटस्थं चलमेव च | १ | ७१ | २ | ११९ |
| किमन्यत् कामहैतुकम् | १ | ९० | ४ | १५७ |
| केचिदत्रातिविमल | १ | ७८ | १ | १३१ |
| क्रमेणैव मयात्र हि | १ | ६ | ६ | ३४ |
| क्रीडति स्म हरिः क्वचित् | १ | ३९ | ४ | ७९ |
| क्वचित्सत्ययुगे पुमान् | १ | ६३ | ४ | ११० |
| क्षेत्रस्य विनिरूप्यते | १ | ४८ | ४ | ८९ |
| **ग.** | | | | |
| गन्धवद्व्यतिरेकवान् | १ | ५३ | २ | ९२ |
| गुणाभिमानिनो ये हि | १ | ७७ | ३ | १२९ |
| गुहां प्रविष्टावित्युक्तेः | १ | ५८ | ५ | १०२ |
| गृह एव विशिष्यते | १ | ५१ | ४ | ९० |
| गोविन्दासन्यसेवातः | १ | ९७ | ३ | १६४ |
| **च.** | | | | |
| चतुर्धाध्यास उच्यते | १ | ३२ | ४ | ७२ |
| चतुर्युगेषु च तथा | १ | ७४ | १ | १२२ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| **ज.** | | | | |
| जगत् क्रीडति यो यतः | १ | १ | ४ | १२ |
| जगतः समवायि स्यात् | १ | ६८ | १ | ११५ |
| जगतो बहुधोदितः | १ | ९६ | २ | १६१ |
| जगतो व्यासगौरवात् | १ | ८३ | ४ | १४६ |
| जगदाहुरनीश्वरम् | १ | ९० | २ | १५७ |
| जडो जीवोन्तरात्मेति | १ | ३० | ३ | ७१ |
| जाग्रत्स्वप्नवदुद्भवः | १ | ६४ | ४ | ११० |
| जीवगा मायया कृता | १ | २४ | ६ | ६४ |
| जीवन्मुक्तगताः स्फुटम् | १ | २४ | ४ | ७५ |
| जीवन्मुक्तिरथापि वा | १ | १४ | ४ | ५० |
| जीवन्मुक्तिर्विरुद्ध्यते | १ | ५९ | २ | १०५ |
| जीवसंसार उच्यते | १ | २३ | ४ | ५८ |
| जीवस्त्वाराग्रमात्रो हि | १ | ५३ | १ | ९२ |
| जीवहानिस्तदा मुक्तिः | १ | ५९ | १ | १०५ |
| जीवान्तर्यामिभेदेन | १ | ३९ | ३ | ७९ |
| जीवो मुक्तो भविष्यति | १ | ३३ | ४ | ७४ |
| ज्ञानं तस्य फलिष्यति | १ | १०३ | २ | १६७ |
| ज्ञाननाश्यत्वसिद्ध्यर्थम् | १ | ८१ | १ | १३९ |
| ज्ञाननिष्ठा तदा ज्ञेया | १ | १७ | १ | ५५ |
| ज्ञानाद्विकल्पबुद्धिस्तु | १ | ९१ | ३ | १५७ |
| ज्ञानाभावे तथादिमः | १ | १०२ | २ | १६६ |
| ज्ञानार्थमर्थवादश्चेत् | १ | ८४ | १ | १४९ |
| ज्ञानी चेद्भजते कृष्णं | १ | १४ | ५ | ५१ |
| ज्ञानेऽपि सात्त्विकी मुक्तिः | १ | १४ | ३ | ५० |
| ज्ञाने लयप्रकारा हि | १ | ९६ | १ | १६१ |
| **त.** | | | | |
| तत्कर्तृत्वं नटे यथा | १ | ८६ | ४ | १५० |
| तच्छक्त्याऽविद्यया त्वस्य | १ | २३ | ३ | ५८ |
| तत्तद्व्रत्तेन भासते | १ | ५७ | ४ | ९८ |
| तत्तद्रूपो हरिस्तथा | १ | १२ | ४ | ४५ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| तत्प्राप्तावपि नो मुक्तिः | १ | ६४ | ३ | ११० |
| तत्र ब्रह्माण्डकोटयः | १ | ५४ | २ | ९५ |
| तत्र वृत्तेर्द्वा सुपर्णा | १ | ५८ | ३ | १०२ |
| तत्रैवैकः सत्प्रमाणकः | १ | ९३ | २ | १५९ |
| तत्त्वमस्यादिकं तथा | १ | ४१ | ४ | ८० |
| तत्त्वमस्यादिवाक्यस्य | १ | ६१ | १ | १०७ |
| तथापि न प्रलीयन्ते | १ | २४ | ३ | ७५ |
| तथापि सगुणो न हि | १ | ७७ | २ | १२९ |
| तदंशाः सगुणाः स्मृताः | १ | ७७ | ४ | १२९ |
| तदनन्यत्वबोधनात् | १ | ८३ | २ | १४६ |
| तदन्यथैव संसिद्धम् | १ | ८१ | ३ | १३९ |
| तदर्थं जगतः क्वचित् | १ | ९९ | ४ | १६५ |
| तदर्थं मन आदिषु | १ | ९८ | ४ | १६४ |
| तदर्थं ह्येष उद्यमः | १ | २२ | ४ | ५८ |
| तदा ज्ञानादयः सर्वे | १ | ३८ | ३ | ७८ |
| तदा भागवते शास्त्रे | १ | ५२ | ३ | ९१ |
| तदा मरकतश्यामम् | १ | ७३ | ३ | १२१ |
| तदाविश्य द्विरूपतः | १ | ३९ | २ | ७९ |
| तदिच्छामात्रतस्तस्मात् | १ | २७ | ३ | ६८ |
| तदेव च निमित्तकम् | १ | ६८ | २ | ११५ |
| तदैन्द्रजालपक्षेण | १ | ८२ | ३ | १४४ |
| तद्रूपो माययाऽभवत् | १ | २३ | २ | ५८ |
| तन्मूलत्वात्स्तुतिस्तस्य | १ | ४८ | ३ | ८९ |
| तपसा वेदयुक्त्या च | १ | ६३ | १ | ११० |
| तपोभक्तिश्च केशवे | १ | ४५ | ४ | ८७ |
| तपोवैराग्ययोगे तु | १ | १०३ | १ | १६७ |
| तया मुक्तिर्न चान्यथा | १ | ४२ | ४ | ८० |
| तस्मात्सर्वं परित्यज्य | १ | ४९ | १ | ८९ |
| तस्मादविद्यामात्रत्व— | १ | ८९ | ३ | १५७ |
| तस्मान्नास्त्यधिकः परः | १ | १४ | ६ | ५१ |
| तस्य ज्ञानाद्धि कैवल्यम् | १ | ४५ | १ | ८६ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| तस्य सर्वत्र वर्ण्यते | १ | ४१ | २ | ८० |
| तादृशं प्रतिबिम्बते | १ | ७४ | ४ | १२२ |
| तीर्थादावपि या मुक्तिः | १ | ४७ | १ | ८८ |
| ते जीवस्यैव नान्यस्य | १ | ३१ | ३ | ७१ |
| तेजोवत्तेन भासते | १ | ५५-५६ | २ | ९६ |
| तेषां कर्मवशानां हि | १ | १६ | ५ | ५४ |
| तेषामर्थं निरूप्यते | १ | २ | ४ | २० |
| ते हि भागवताः प्रोक्ताः | १ | २१ | ३ | ५७ |
| त्रयं वच्मि यथामति | १ | ५ | ४ | ३२ |
| त्रितये त्रितयं वाच्यम् | १ | ६ | ५ | ३४ |
| **द.** | | | | |
| दिव्यया वा प्रकाशते | १ | ५५-५६ | ६ | ९६ |
| दुःखित्वं चाप्यनीशता | १ | ३१ | ४ | ७१ |
| दृढप्रतीतिसिद्ध्यर्थम् | १ | ८५ | ३ | १५० |
| दृढविश्वासतो हरिम् | १ | ४९ | २ | ८९ |
| दृश्यमानासु कुत्रचित् | १ | ८२ | ६ | १४५ |
| देहेन्द्रियासवः सर्वे | १ | ३४ | १ | ७४ |
| दैवानां मुक्तियोग्यता | १ | ४६ | ४ | ८८ |
| द्वापरादौ तु धर्मस्य | १ | १० | १ | ४२ |
| द्विपरत्वाद्द्वयं प्रमा | १ | १० | २ | ४२ |
| **न.** | | | | |
| न तन्मानं कथञ्चन | १ | ८ | ६ | ३९ |
| न देहः स्पन्दितुं क्षमः | १ | ६० | २ | १०६ |
| न प्रकाश्यं च केनचित् | १ | ५५-५६ | ४ | ९६ |
| न प्रपञ्चस्य कर्हिचित् | १ | २४ | २ | ६३ |
| न प्राकृतेन्द्रियैर्ग्राह्यम् | १ | ५५-५६ | ३ | ९६ |
| न मनोरथवार्तया | १ | १८ | ४ | ५६ |
| न मिथ्यात्वाय कल्पन्ते | १ | ८३ | ३ | १४६ |
| नमो भगवते तस्मै | १ | १ | १ | ७ |
| न युक्त्या प्रतिपद्यते | १ | ६२ | ४ | १०९ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| न युक्त्यैकस्य वारणम् | १ | ८८ | ४ | १५४ |
| न विद्याजनने शक्तिः | १ | ६१ | ३ | १०७ |
| न हि सर्वात्मना लयः | १ | ९९ | २ | १६५ |
| नानामतानि विप्रेषु | १ | १५ | ३ | ५२ |
| नानारूपवदेव तत् | १ | ७४ | २ | १२२ |
| नान्यथा दृक् स्पृशेत् परम् | १ | ७५ | ४ | १२३ |
| नान्यथा प्रतिबिम्बते | १ | ५८ | २ | १०२ |
| नान्यस्येति विनिश्चयः | १ | ४७ | ४ | ८८ |
| नामलीलाविभेदतः | १ | ९ | २ | ४१ |
| नास्ति श्रुतिषु तद्वार्ता | १ | ८२ | ५ | १४५ |
| नास्त्येवेति विनिश्चयः | १ | १८ | २ | ५६ |
| नियतं तत् पुनर्बृहत् | १ | ७६ | ४ | १२८ |
| निरध्यस्ता भवन्ति हि | १ | ३४ | २ | ७४ |
| निराकारास्तदिच्छया | १ | २८ | २ | ६९ |
| निर्गुणा मुक्तिरस्माद्धि | १ | १४ | १ | ४९ |
| निर्णयानां तथैव च | १ | १० | ४ | ४३ |
| निर्णीयते सहृदयं हरिणा सदैव | १ | १०४ | ४ | १६७ |
| निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रः | १ | ४४ | १ | ८५ |
| निर्बीजेऽप्यात्मबोधकः | १ | ९४ | ४ | १५९ |
| निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः | १ | ४४ | २ | ८५ |
| निष्ठा च साधनैरेव | १ | १८ | ३ | ५६ |
| निष्ठाभावे फलं तस्मात् | १ | १८ | १ | ५६ |
| नैकान्तिकं फलं तेषाम् | १ | १०० | ५ | १६५ |
| नैर्घृण्यं चापि विद्यते | १ | ७६ | २ | १२७ |
| **प.** | | | | |
| पक्षान्तरेऽपि कर्म स्यात् | १ | ७६ | ३ | १२८ |
| पञ्चद्वयी शतसहस्रपरामितश्च | १ | ४३ | २ | ८३ |
| पञ्चपर्वा त्वविद्या हि | १ | २४ | ५ | ६४ |
| पञ्चपर्वा त्वविद्येयं | १ | ३३ | १ | ७२ |
| पञ्चपर्वेति विद्येयम् | १ | ४६ | १ | ८८ |
| पञ्चात्मकः स भगवान् द्विषडात्मकोऽभूत् | १ | ४३ | १ | ८३ |

| | प्रकरणं | श्लोकः | पादः | पृष्ठं |
|---|---|---|---|---|
| पर्व देहेन्द्रियासवः | १ | ३२ | २ | ७२ |
| पापनाशस्ततो भवेत् | १ | १०२ | ४ | १६६ |
| पुराणेषु प्रदृश्यते | १ | ८२ | २ | १४४ |
| पुराणेष्वपि सर्वेषु | १ | १२ | ३ | ४५ |
| पूर्वयोरन्यलीनता | १ | २९ | ४ | ७० |
| पूर्वावानन्दलोपतः | १ | ३० | २ | ७० |
| प्रकाशकं तच्चैतन्यं | १ | ५५-५६ | १ | ९६ |
| प्रकाशते लोकदृष्ट्या | १ | ७५ | ३ | १२३ |
| प्रज्ञाः श्रौतार्थबाधनम् | १ | ७८ | २ | १३१ |
| प्रतीयेरन् परिच्छेदः | १ | ५४ | ३ | ९५ |
| प्रधानपुरुषेश्वरः | १ | ६९ | ४ | ११६ |
| प्रपञ्चेऽपि क्वचित्सुखम् | १ | ६८ | ४ | ११५ |
| प्रपञ्चो भगवत्कार्यः | १ | २३ | १ | ५८ |
| प्रमाणं तच्चतुष्टयम् | १ | ७ | ४ | ३८ |
| प्रमाणं तच्च नान्यथा | १ | ८ | ४ | ३९ |
| प्रमाणं सर्वमेव हि | १ | ९ | ४ | ४१ |
| प्रसादात्परमात्मनः | १ | ६३ | २ | ११० |
| प्रापञ्चिकपदार्थानाम् | १ | ६७ | ३ | ११४ |
| प्रापणं नान्यथा भवेत् | १ | ९७ | ४ | १६४ |
| प्रारब्धमात्रशेषत्वे | १ | ६० | ३ | १०६ |
| प्रेमाभावे मध्यमः स्यात् | १ | १०२ | १ | १६६ |
| प्रेम्णा च तपसा तथा | १ | ९५ | २ | १६१ |
| **फ.** | | | | |
| फलसिद्ध्यै तथापि तु | १ | १३ | २ | ४६ |
| फलं वैमुख्यतस्तमः | १ | ८० | ६ | १३७ |
| **ब.** | | | | |
| बहु स्यां प्रजायेयेति | १ | २७ | १ | ६७ |
| बाध्यते न स्वरूपतः | १ | ९१ | ४ | १५७ |
| बुद्धावतारे त्वधुना | १ | १५ | १ | ५२ |
| ब्रह्मणः सर्वरूपत्वम् | १ | ६२ | १ | १०९ |
| ब्रह्म तत् किल कारणम् | १ | ७९ | २ | १३२ |

